# संगित नाटक संग्रह.

જેમાં જુદા જુદા દશ નાટકમાંના તરેહ
તરેહના રાગ રાગણીઓનાં લગભગ
પાંચસો ગાયનોનો સંગ્રહ.



રચીને પ્રસિદ્ધ કરનાર

ઠા૦ દામોદર રતનસી સોમાણી.

ગીતિ.

કોમળ કુસુમ લતામાં, જેમ પરિમળ ભમે ભ્રમર ભોગી;
સમજનમન રંજન કર, સંગીત પુષ્પો અપાર ઉપયોગી.

મુંબઈ.

સુબોધ પ્રકાશ પ્રેસ.

સંવત ૧૯૪૧.—ઈ. સ. ૧૮૮૫.

મુલ્ય આના આઠ.

# अनुक्रमणिका.



* આ બે ખેલનાં ગાયનો રા. ડાહ્યાભાઇ છગનલાલનાં રચેલાં છે.

## पृथक पृथक विषयोने मथाळे आवेलां काव्य.

### ગીતિ.

નાટક ત્રય અંકી આ, રચ્યું પતી પત્નિ પ્રેમ ચીતારવા;
સદ્ગુણ સુનીતિ ધ્વજ, કીંમત તેની સ્વેદેશિમાં કરતા.

### દોહરો.

ભાવિક ભક્તને રીઝવે, કૃષ્ણ કથારસ પાન;
ગ્રંથ લઘુ મતિ અલ્પથી, રચ્યો કરો સહુ માન્ય.

### દોહરો.

તત્વજ છે ચૈતન્યનું, વિશ્વનું પોષણ પ્રેમ;
ભૂમિ સ્વર્ગ સમ તે કરે, જો ઉર વિવેક નેમ.

### દુહો.

સાચી પ્રીત ન હંસની, વિષમ કાળે વહિ જાય;
પણ છે ધન્ય સેવાળને, કે જળ સાથ સુકાય.

### દુહો.

બડે બડેકું દુઃખ હે, છોટેસેં દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સૂર.

### ગીતિ.

ભવજલધિ તારનારી, શ્રવણ કથનમાંય છે મોક્ષકારી;
આનંદિત નેત્રોને, લીલા શ્રી રામની નિર્વિકારી.

### ગીતિ.

નાટક ત્રય અંકી આ, રચ્યું ભક્તિમાં પ્રેમ ઉપજવાને;
સ્થલ સ્થલ શાંતિ પ્રસરવા, પરમ ધર્મના મર્મ સમજવાને.

२३९४

# संगित नाटक संग्रह.

## કામસેન અને રસીકાના ગાયનો.

### ઇશ્વરસ્તુતિ. ( સર્વે મળીને. )

રાગ.

છે જન પાલક ટાળક દુખનો—એ વાર.
કુલ પૃથ્વિમાં તું એકલો. જયાં જોઈએ ત્યાં તારૂં નામ,
નહી કોઈ તુજવણ ખાલી ઠામ. સર્વેને આપે આરામ,
ગુપ્ત રહી તું એકલો.—છે જન પાલક.
વીસરી તુજને જે પાપ કરે—એ વાર.
નહિ બીક ધરે મન સાર, જન જેવું કૃત કરશે જેહ,
અંતે ફળ મેળવશે તેહ, એવો તારો નીયમ છે,
તુજ વર્ણવ કરીએ કેટલો.—છે જન પાલક.
ઓ દયાળુ તું છે માયાળુ—એ વાર.
ભક્તાધીન કૃપાળુ, અંતર જામી અવીચળ નામી,
તુજ રચનામાં નહી કંઇ ખામી, દીસે છે સહુને બહુ નામી,
તો પણ તું છે એકલો.—છે જન પાલક.

### कामसेन रसिकाविषे पोतानी प्रीती वर्णवतो आवे छे.

ગજલ.

દાહા ઉઠી છે દુખની દીલમાં, શી રીતે ઠંડી થશે;
આશ લાગી છે જેમાં મુજ, શી રીતે પુરી થશે.—ટેક.
નજરે દીઠી મેં જે નારી, પરણે ના જો સાથ મારી;
તો તો જીંદગી આ અકારી, કયમ કરી પુરી થશે;
મેં તરવાર કેશરીને મારી, તેવી લાગી એ કટારી;
કમળાક્ષીનાં નયણકારી, નો ઘા શી રીતે રૂઝશે.

## रसीकानी सखीओ बागमां प्रवेश करतां गाय छे.

**પદ.**

રાજબાગમાં જઇએ, ચાલોરે બેની રાજબાગમાં જઇએ;
સુંદર મનહર પુષ્પ ખીલ્યાં છે, સુગંધી તેની લઇએ—ચાલોરે.

## रसीका कामसेननुं चित्र जोतां गाय छे.

**ગજલ.**

રસીલી તારી સુરત દેખી, ઘાયલ મનડું થયું છે મારૂં;
રાખ થઇ ગયું બળી બળી તન, ધ્યાન ધરંતા સદાય તારૂં—ટેક.
મળ્યા બાગમાં તમેજ જે દી, કામ પાશથી કીધીજ કેદી;
ગયો ખુશીમાં એક તે દી, પછીથી મનડું બળે છે મારૂં—રસીલી.
જાઇ જુઇ ચંપોને ચંબેલી, આમ્રવૃક્ષપર ચડી છે વેલી;
જોઇ જોઇ હું બનતી ઘેલી, હવે તે લાગે મને અકારૂં—રસીલી.
તેથી દયા ધરી તું મારી, બચાવ જો હવે તુજને પ્યારી;
કામ પાશથી લે તું ઉગારી, પ્રફુલીત કરને તું મન મારૂં—રસીલી.

## कामसेन न आव्यो तेथी अधीरी थईने रसीका.

**દુહા.**

મારી કટારી ક્યાં ગયો, રે મમ જીવન હાર;
દુર્લભ દર્શણ કયમ નથી, દેતો તું દીલદાર.
જ્યમ જ્યમ દર્શણ તાહેરૂં, મમ અંતરમાં થાય;
ત્યમ ત્યમ જ્વાળા કામની, ઉઠે મુજ મનમાંય.

## सखीओ रसीकाने सावध करतां.

**મોહલે પધારો મહારાજ—( એ રાગ. )**

મારી વાહાલી તું થાને શાન્ત, શાણી તું શીદ અકળાએ.
વેગે મળશે હવે તારો કાન્ત, શાણી તું શીદ અકળાએ.

**સાખી.**

ના કર ચીંતા અતી મને, પ્રીય સહી ચતુર સુજાણ,
ચીંતાથી દુખ અતી વધે, કરે દેહવીશે બહુ હાણ.—શાણી.

સાખી.

તૈયારી સઘળી કરી, સ્વયંવરને કાજ;
શોધી લેજે તે સમે, મન ગમતોરે મહારાજ.

## कामसेन बागमां प्रवेश करतां रसीकाने जोईने.

રાગ બેહાગ.

મૃગલોચની ગજગામીની આ કામીની સુંદર,
જોતાં તને મુજ મન રીઝે આ બાગની અંદર.
ચંદ્રવદની કામ કદળી, અધર પરવાલા માન
રસીક રસીકા મારી તું ક્યારે કરાવીશ પાન.

ગજલ.

રસીકા—આશ તારી પ્રીતમ મુજને મળવા લાગી રહી.—આશ.
દોડો જલદી કોઈ જાઓ કામને લાવો અહીં.—આશ.
પ્રેમને વશ થઈ હું ત્યારે, જ્યારે છબી નીરખી તહીં.—આશ
ચંદ્રવીના જેમ ચકોર દુખી, તેમ તુજવીણ હું થઈ.—આશ.
માટે પ્યારા આવી જલદી, દરશણ દે દયાળુ થઇ.—આશ.

## कामसेन रसीकासाथे ईश्वर प्रार्थना करे छे.

પદ.

કરૂણા નીધાન ઇશ કાર્ય શીધ કારી,
અખીલ ભવ તણા છો આપ ખરે તાપ હારી—કરૂણા.
શી રીતે ગુણ વરણું તારા મતી અલ્પ મારી,
સહસ્ત્ર જીભે વરણે શેશ તે પણ જાય હારી—કરૂણા.

આહા ખીલીછ શી ચંદ્રા—( એ રાગ.)

દયાળુ દેવ કૃપાળુ તું, નમુ છું હસ્ત જોડી હું.
લીલા તારી તણો તો સાર, શેષ ગણતાં ન પામે પાર.
સઉપર છો કૃપાળુ તું, નમું છું હસ્ત જોડી હું.

## क्रूरसेनना लश्करमां लंगडो सीपाई गाय छे.

આઈ વેરીગુડ બેંગાલી બાબુ—( એ રાગ.)

લટકે મટકે જાવું લડવા, લડવાની છે મન બહુ હામ;
મારી કાપી શત્રુ કેરી, શેના ઠાર કરૂં હું તમામ.

હાથ છુટે ઠીક ઠોઠ મરાશે, પગ પંગુથી પળાશે આમ;
ખનન ખનન ખડગ ચલાવી; બોલાવી દઉ સહુના રામ.
કચ, કચ, કચ, કચ, ઘોડો હાંકી, ખડ ખડ હું દોડાવું આમ;
ભડ, ભડ, ભડ, ભડ, ગોલી બંદુકથી, ફોડી કાડું શત્રુમાં નામ.
લડાઈમાં શુર સૌથી બહાદુર, બહાદુરી જાણે સઘળું ગામ;
ત્રીશ માંખ મારી મેં એકે તીશમારખા મારૂં નામ.—લટકે.

## कामसेन तथा रसीका तोफान थती वखते मेहेलमां आवेछे.

### તોટકછંદ.

વરસે ગરજે ચડીને ઉતરે, ઘન તે અતીશે અંધકાર કરે;
જેમ ન્યુતન સંપતીવાન કરે, તેમ રૂપ અનોપમેં મેઘ ધરે.

## माधवसेन गातो गातो जंगलमां आवे छे.

### ગજલ.

પીયાકે ચીત્રબીન—( એ રાગ. )

દુખ હરતા થઈ દુખ કેમ આપે, દયા શું મુજપર નાવેરે.
બંધુ તણી શોધ કરી કરી થાક્યો, કયાંય ન નજરે આવેરે.
તેથી દયા કરી તું પ્રભુ મેળવ કેમ દુખીને ઝુરાવેરે.—દુખ હરતા.

## कामसेन हारी जवाथी गातो गातो आवे छे.

### ગજલ.

ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં,
પ્રીતીની જાળ તોડીને જીવ કર્યો મેં પ્રીય સહી.—ટેક.
ધીક્ક હવે છે જીવવું, ધીકાર ફરવામાં અહીં,
પ્રાણુથી પ્રીય પત્ની જે, છોડીને હું આવ્યો તહીં.—ચંદ્રમુખી.
મારી અવસ્થા શી થઈ, છોડી જતા તને પ્રીયા,
નીરજીવ થઇ ફરૂં હવે, તેથી ભલું મરવું અહીં—ચંદ્રમુખી.

## रसीका क्रूरसेनना मेहेलमां केद पडेली.

**ઓધવજી સંદેશો કેજો શામને.**—( એ રાગ. )

બેઠી છઉ પ્રભુ કોનારે હું અવાશમાં,
પતી વીખુટી છતાં હજી જીવતીજ જો;

કપટ કરી એ દુષ્ટે નાંખી પાશમાં,
હતી હમેશાં હું સુખમાં રમતીજ જો.—એકી.
પ્રાણપતીરે મુજને છોડી કયાં ગયા,
દયા ન આવી કરતાં મને નીરાશ જો;
તો પણ દયા કરી વેગે આવો અહીં,
નહી તો થાશે મારા તનનો નાશ જો.—એકી.

લલીત.

અરર મારૂંરે શું હવે થશે, દિન વિયોગમાં શી રીતે જશે;
પ્રીય હું આપને પ્રાણથી હતી, હરખથી'સદા કંઠ લાગતી.
ત્યમ છતાં પતી કાં તજી ગયા, અરર મારી શું આવી ના દયા;
ઓ પ્રભુ હવે દેની હાથરે, મેળવ તું અહીં ત્વરીત નાથને.
નીકર પ્રાણ હું આપીને મરૂં, પતી વીના જીવી શું હવે કરૂં.

## कामसेन चोरनी झुपडीमां केदी छे त्यां गाय छे.

વીધીનાં કામ છે કેવાં, દીએ દુખ ઘાતકી થઇને—ટેક.
હતો સુખ ચેનમાં ફરતો, હરાવ્યો તેંજ મુજને ત્યાં;
કરાવા હાર મારી તું સ્હાય થયો શત્રુને જઇને—વીધી.
હતો હું જે હજારોપર, હમેશાં હુકમનો કરતા;
તેજ હું રંક આધારે, રહ્યો છું દીન રે થઇને—વીધી.

## बाबरा भूतआगळ बधां भूतो गाय छे.

ભુત.—લુલા ભૂતની ભવાઈ, લુલા ભૂતની ભવાઈ;
જોઈ જોઈ હશો સૌ, થાશેરે નવાઇ—લુલા.
ઓલી આવે છે આંહી,—બે વાર.
આવરે ઓ વહુ મારી ભૂતડીરે બાઈ—લુલા.
ભુતડી.—પીટયા ખાવાનું લાવ,—બે વાર.
નહી તો હું જાઇશ તારા કલેજાં ખાઈ—લુલા.
ભુત.— ખાવા આપે તારી આઈ,—બે વાર.
અમે તો છઈએ ફક્કડ ભાઈ—લુલા.

## वाबरा भूतने जगाडती वखते गाय छे.

મેહેર કર મારી ઉપર બાબરા, જગાડું છું હું તેની કરજે ક્ષમા.—મે.
જુવો જુવો આ કુંવર તરફ, કૃપા કરી તું પુરજે ઈચ્છા,
તા-રી-મ-ર-જી-થી-પુ-રી-થ-શે-તે-ની-ઈ-છા-મેહેર.

## रसीका क्रूरसेनना मेहेलमां.

સુધીઆણી કુળ જાણી—( એ રાગ. )

દયા આણી દીન જાણી, તમે આવી મજોરે;
પ્રીયા દુખી તેની, સહાય કરો.—દયા આણી.
કષ્ટ સહ્યું છે અતીશયે મેં,
તેથી વેલા આવી, જલદી મારી વારે ચડોરે.—પ્રીયા દુખી.

## रसीका कटारथी स्वहस्ते मरती वखते गाय छे.

સખી આવીયો કારતક માસ—( એ રાગ.)

પ્રભુ કેમ કરૂં ક્યાં જાઊં નથી કાંઈ સુઝતું
મારૂં હૃદય બળી થાય રાખ, સદા જે સુખી હતું
દુષ્ટ ક્રૂરે લઇ આવી આંહિ, નાંખી દુખ પાશમાં
રેહેતી પતી સંગ ત્યાંય, સદા સુખ વાસમાં
તેથી નાથ વીયોગે ઘાત, કરૂં છું હાથથી
તેની કરીને પ્રભુ તું ક્ષમાય મેળવજે નાથથી.

## रसीका जंगलमां पुरुषने वेषे गाय छे.

ગજલ.

રસીકા—પ્રભુ પત્નીને કાન્તથી, છુટી કરતો નહી;
વૈરીને પણ વીખુટાં, વાલાથી કરતો નહી.—પ્રભુ.
સંકટ સહ્યું અતીશય મેં, અનહદે અપાર;
તેથી તું મેળવ નાથથી, વેગે પ્રભુ અહીં—પ્રભુ.

શાર્દુલવિક્રીડિત છંદ.

મેં મારા પતીથી અરે છુટી પડી વીયોગ વેઠયો અતી,
આ ઘાટા તરૂમય ઘોર વનમાં દુઃખો મહા પામતી;

પામીને બહુ સંકટો હું ફરૂં અત્યંત ત્રાસે ભરી,
તેથી તું પ્રભુ તાર કષ્ટથી મુને જાચુ છું એવું હરી.

પદ કાફી.

પ્રભુ મને માર્ગ બતાવ, દારૂણ વનમાં રખડી મરૂં હું —પ્રભુ મને.
જંગલ જંગલ રખડી હું થાકી, ક્યાંએ ન દીસતો પારરે.—દારૂણ.

દુહા.

પડો અગ્ની તે રૂપમાં, જેથી ઉપજે દુખ;
રૂપે અતિ સંકટ સહી, થઈ પ્રિય પતી વિમુખ.
જેને પતી અતિપ્રેમથી, ચાતો રૂદયા માંય;
તે રઝળે વગડામહીં, ઠરી ન બેસે છાંય.
લેપન ચંદન તનપરે, કરતી ભુવન માંય;
તે ઉનાં આ આંસુથી, ફરીફરી ભીંજ્યું કાય.
કિરણો મસ્તક નાંખવા, ઈન્દુ નહી પામેલ;
તે મસ્તક તિક્ષણ સહે, રવિ કિરણની રેલ.
જે પગ ખુલ્લો ભૂપરે, ક્ષણમેં નહિં ધરેલ;
તેમાં કંકર કંટકે, ચાલી રકતની રેલ.

શાર્દૂલવિક્રીડિત છંદ.

છે તે રૂપ ખરાબ આ જગતમાં જો શીલ સંગે નહી,
છે તે ધન્ય કુરૂપ નારી જનને જો શીલ ચુકે નહી;
છે તે ધીક સદાય નારી જનને જે શીલ ત્યાગી ફરે,
તે પાષાણની પુતળી સમજવી ના ધર્મને આચરે.

**કામસેન જંગલમાં ગાતો ગાતો આવે છે.**

કહું ક્યા ફૂલકકા સતાયા હુ મેં—(એ રાહ.)
કહું શું નશીબે દુખીઓ કીધો છે
ભેખ પ્રિયાને વિયોગે લીધો છે—કહું શું
હતી જે પ્રીયા પ્રાણથી પ્રિય મારી
હરી દુષ્ટ ક્રૂરે દગો તો દીધો છે—કહું શું.
મેળવશે પ્રભુ પ્યારી મારીથી ક્યારે,
દયાકર દયાકર દયાસીંધુ તું છે—કહું શું.

## मालती राक्षसनी गुफामां गाय छे.

### ભેરવી ગજલ.

દેખીને બંધનમાં મુજને થતો નથી કેમ સહાય.—એ વાર.
કેવી ઉમેદ હતી મળવાને બેનને,
મળી ન બેન મુજને હું અધવચ ફશી છું હ્યાંય.—દેખી.
સહન કરૂ દુખ મળવાને માધવ,
પ્રીતમ દરશણુ ઈચ્છાયે હું કરતી નથી હલાય.—દેખી.
હવે તું સત્વર મળશે ન મુજને,
નીશ્ચે તે દુષ્ટને હાથે મહોત મારૂં થાય.—દેખી.

### દીંડી.

પ્રભુ દે તું મુક્તિ દુઃખ નીવારી, ક્રૂર કષ્ટો સહી હું હવે હારી ;
નાથ આવ્યા હજી ન વારે મારી, તેથી લાગે આ જીંદગી અકારી.

### શીખરીણી.

વિરહની જ્વાલા હું અબળા જાતે કયમ સહું,
ન જાણે બીજું કો જો એ દુખથી બળી મરૂં ;
અતી વેગે કરી તું માધવ મોકલ પ્રભુ અહીં,
નહીં તો જાશેરે! પ્રાણુ ખચીતજ મમસહી.

## शल्याशूर मालतीने समजावे छे.

### યાર તુમારે દેરે આનેકા.—( એ રાગ. )

કેમ પ્રીયે હવે શું તું કહે છે, મરજી તારી જણાવ તું;
પ્યારી પ્યારી હું કહું છું, સ્વામી તો મુજને કેહે તું.—કેમ.
જલદી જવાબ આપ પ્યારી, નહી તો તુજને નાખીશ મારી;
ક્ષણું મુકું ન વીસારી, સાચું તુજને કહું હું પ્યારી.—કેમ.

## रसीकाने क्रूरसेननी दरबारमां पकडी लावे छे ते वखते.

### શાર્દુલવિક્રીડિત છંદ.

લોકો નીર્ધનને ન બંધુ જનકો સાહ્યથી સંતોષતાં,
તેના જે પ્રીય મીત્ર તે ફરી જઈ આપત્તિને આપતાં ;

તેનું સત્વ વિનાશ શીલ વિધુવતઃ કાન્તી ક્ષયે પામતાં,
બીજા કો જન પાપ કર્મ કરીને તેને શીરે નાંમતા.

### રાગ જોગીયો આશાવરી.

**કામસેન.**—પડું છું વીખુટો પ્રીયા સંયોગથી તારા ;
**રસીકા.**— ના કર ચીંતા કંથ હું, સાથે મરીશ પ્યારા.
**કામસેન.**—પાપ પેલે જનમ મેં કર્યા હશે કંઇ કયાંય.
ભોગવવાં પડયાં મને વીયોગમાં તારા—પડું છું.
**રસીકા.**— પ્રેમને વશ થઇ હું નીશદીન રેતીતી સુખ ચેનમાં
છુટી પડાવી નીર્દયે તુજ સંગથી પ્યારા.—ના કર.
**કામસેન.**—લખ્યું હશે ભવિષ્યમાં ટળવાનું નહી તેહ ;
બન્યું હોય જે કંઇ કેજે ભ્રાતને મારા.—પડું છું
**રસીકા.**— જીવીને હું શું કરૂં મરીશ તારી સાથ ;
મેળવશે ભવોભવ પ્રભુ તુજથી પ્યારા.—ના કર.

## रसीकाथी छुटा पडती वखत.

### ગજલ.

**કામસેન.**— મરૂં છું વેરી હાથથી, તજીને તુજને આમ ;
પ્રણામ છે પ્રીયા તને, છેવટે પ્રણામ.—મરૂં છું.
પ્રણામ કેજે માતને, મુજ ભ્રાતને પ્રણામ.
પ્રણામ મારા તખ્ત, ક્ષત્રી જાતને પ્રણામ.—મરૂં છું.
પ્રણામ કેજે મીત્રને, મુજ દેશને પ્રણામ ;
પ્રણામ વહાલાં શેહેરને, મુજ વેશને પ્રણામ.—મરૂં છું.

## ઢેડ ઢેડી ગાય છે.

**ઢેડી**— વહાલા હીરકા ગયો તો કયાયે, એકલડી અહી બીહી મરૂં ;
ઘડી નહી દેખું તુજને તો, એક પલમાં કલ્પાંત કરૂં.—વહાલા.
**ઢેડ**— વહાલી મારી ગુલાબ પ્યારી આવું છું હું હમણાં રે ;
રાજાને ત્યાં ગયો તો આલી હુકમ થયો એક મુજપેરે.—વહાલી.
બે ચારને લટકાવીને આવું છું હું હમણાંજ હયાંય ;
તેટલામાં તુ રાંધણું રાંધવા જલદી જલદી દોહડની જાય.—વહાલી.

છાનીમાની બેશી રેહેજે, રૂપીયા લાવીશ બે હજાર;
રાંધીને તું ઢાંકી મુકજે આવું છઉ હું હમણા યાર.—વહાલી.

## कामसेन फांसीनी जगाये आवी गाय छे.

હમકુ છાંડ ચલે બન માધુ.—( એ રાગ. )

દયાસીંધુ તું થઇને દયાળુ, દોષથી કરજે મુક્ત મને રે;
પાપ કર્યા હોય જાણે અજાણે, ચુક કદી તુજ નીયમને રે,
મુજ જડ મનથી થયું હોય જે કંઇ, કરજે ક્ષમા તે આ દીનને રે.

ગજલ.

શી દશા મારી થઇ મરવું પડે હસ્ત નીચને,
ન કરીએ સ્પર્શ જેહનો ઉતારશે તે શીશને.—શી દશા.
રસીક રસીકા માહેરી, શી દશા તારી થશે,
રમતી સદા નેત્રમાં તો પણ તજી જાવું અરે—શી દ

## कामसेने फांसी चडती वखते करेली ईश्वरनी प्रार्थना.

ગજલ.

ઓ ઈશ્વર મેં શા અપરાધ કર્યા હશે તારા.
કે નિર્દય થઇ શીરે મુજ, વરશાવે દુઃખ ધારા;
મુકાવ્યું રાજ દૂર દૈવે છોડાવ્યો પત્નીથી,
બંધાવ્યો શત્રૂ હાથથી કહું શું દુઃખ હું મારા,
તો પણ દયા કરી કરજે ક્ષમા તું મારા પાપ,
ઓ ત્રાતા હુ કોને જવું શરણે વીના તારા.—ઓઈશ્વર.

## रसीका कामसेनने मळती वखते.

ગીતી.

પ્રાણ પ્રાણપતી મારા, ઉડી ગયા જે હતાજ આ તનથી;
તે પ્રભુનીજ કૃપાથી, થયા ફરી પ્રાપ્ત જાણું હું મનથી.

## छेल्ले सर्वे मळी करेली प्रार्थना.

પદ.

પુર્ણ થયો છે ખેલ, સજ્જનો.—પુર્ણ થયો છે ખેલ.
ક્રૂરસેને જો અકાર્ય કર્યું તો, અંતે કેદ થયેલ;—સજ્જનો.

સતી રસીકા નીતીએ રહી તો, પામી સુખની રેળ;—સજ્જનો.
"કરણી પાર ઉતરણી" થઈ છે, થઈ ધરમની પહેળ;—સજ્જનો.
આપ પધારી કર્યા ઉપકારી, થઇ આનંદની રેળ.—સજ્જનો.

# રૂક્ષ્મણીહરણનો ઓપેરા.

## પ્રવેશ ૧ લો. સ્થળ ભીમકનો મેહેલ.

ભીમક, રાણી તથા શિશુપાળ.

**રાણી**—પદ. કુંજ તણે વન જઈએ.—(એ રાગ.)
લગ્ન કુંવરીનું કરીએ, પ્રિતથી લગ્ન કુંવરીનું કરીએ.
વર વરવાને યોગ્ય થઈ છે, તેથી ચીત્તમાં ધરીએ.—કું.
કુંવર સુંદર મનહર જોગી, લગ્ન તેથી આદરીએ.—કું.

**ભીમક**— સુખીઆણી કુળ જાણી.—(એ રાહ.)
વાત ધારી મેં હતી જે પ્રીયા તેજ કહીરે, હવે લગ્નમાં ઢીલ નહી. ટેક
દેશ દેશના રાય તપાસ્યા, રૂપ, ગુણ, રીદ્ધી કૃષ્ણસમ કોની નહીરે-હવે.
તેથી રૂક્ષ્મણી તેનેજ દઇયે થાશે સુખી પુત્રી.કહું છુંહું તો નિશ્ચે તહીંરે

**રૂક્મૈયો**— ખમાયચની ઠુમરી.
એવી વાત કરો શું પિતાજી તમે, કાળો કહાન ગોવાળીઓ કોને ગમે
છળ તારે લુચ્ચાઇને પાખંડને, શુરવીર થઈ કહો કોણ નમે—એવી.
શીશુપાળ રૂડી જોડ આપણની, શુરવીરજ તેહને ચર્ણું નમે—એવી.
કરીયે તેથી લગ્નજ રૂક્ષ્મણીનું, શિશુપાળને વેગે તેડાવો તમે

(જાયછે.)

## પ્રવેશ ૨ જો. રૂક્ષ્મણીનો મેહેલ.

(રૂક્ષ્મણી કોચઉપર કૃષ્ણની છબી જોતી ઉદાસ થઇ બેઠી છે.)

**રૂક્ષ્મણી**— ગજલ જીલ્લાની.
ક્યારે અરે મળશો તમે મુજ પ્રાણથી પ્યારા
મુજ પ્રાણથી પ્યારા તમે આધાર છો મારા—ક્યારે

સાખી — જોતાં સુંદર તમ છબી, ચોટયુ મારૂં ચીત
વરૂ સાથ ના તારી તો થાય બહુ વિપરીત
તો થાએ વિપરીત, છાંડુ પ્રાણુ હું મારા—કયારે
મુની નારદજીએ કર્યાં વખાણુ તુજ મુજ પાસ
છબી આપી આ ભેટમાં, લાગી ત્યારથીં આશ
લાગી ત્યારથી આશ, કરવા લગનથી તારા—કયારે
સુંદર મનહર તુજ છબી જોતાં મન મોહાય
કોણુ અભાગી એવું જે, ના મન તુજથી ચહાય
ના મન તુજથી ચહાય, રેવા સંગમાં તારા—કયારે

કાફી જીલ્લા.

**દાસી**—(પ્રવેશ કરી) એક ચતુર નાર—એ રાહ.
અરે બાઈ આજ, થયું પુરૂં કારજ, તુજ લગ્ન કાજ, સાથે કૃષ્ણરાજ
કરવાની નાજ, તુજ બંધવે કહી—અરે.
શીશુપાલ સાથ, દેશે તુજ હાથ, કરે છે તે માટ, મંડપનો ઠાઠ,
એવી જાણી વાત, થશે લગ્ન તહી—અરે.
(રૂક્ષ્મણી મૂર્છા ખાઇ પડે છે તેને દાસી ઝીલી લેછે.)

**રૂક્ષ્મણી**— લલીત છંદ.
અરર કૃષ્ણરે શું હવે થશે, તુજવીના ખરે પ્રાણુ તો જશે.

**દાસી**— લાવણી. ગોરી ચલી સાસરે.
બેની ધીરજ ધર તું ધિરજ અરે મનમાંહી
સરે ધીરજથી સૌ કાજ દુખની માંહી
છે વિપ્ર આપણો એક હીત ચાહનારો
વળી વેગે અતિશે વાટ વિશે જાનારો
લખી આપો તેને પત્ર, જલદી લૈ જાએ
જઈ પહોચે દવારીકા માંહ, પાસે યદુરાએ
તમે થાઓ લખવા સજ, કલમને સાહી
વળી સાથે વિપ્રને લેઇ આવું હું આંહી

રૂક્ષ્મણી— હમકુ છાંડ ચલે બનમાધુ-(એ રાગ.)
સાય તું મારી કરજે મોરારી, નહીતો ખચીતજ પ્રાણ જશેરે—ટેક.
જનમ જનમની પ્રીતીછે મારી, નાશ તું તેનો કરતો નહીરે
પ્રાણ સદા મારા તુજમાં રહેછે, નિરજીવ ખાલી દેહ અહીરે—સાય.
લગ્ન મારા શિશુપાળથી કરવા, વેરીએ બંધવ ચહાય કંઈરે
મુજ મનમોહન તુજમાંરે વસીયું, તેથીરે આવી બચાવો અહીરે-સાય.
(દાસી બ્રાહ્મણસહીત આવીને કાગળ ખડીઓ રૂક્ષ્મણીને આપતાં )

દાસી— ગજલ.

અરે બાઇ તમે વેલાં, લખીને આપો પત્રિકા,
લેઇને વિપ્ર આ જાશે, દવારીકાં નાથની પાસે.

રૂક્ષ્મણી— (કાગળ લખે છે. રાગ વણઝારાનો.)

સ્વસ્ત શ્રીદ્વારીકામાંહ, યાદવ રાયેરે
શોભે કૃષ્ણજી પ્રાણજીવન, વિનતી ત્યાંયેરે
પુરી કુંદનથી લખીતંગ, રૂક્ષ્મણી દાસીરે
ચડો વારે ઇચ્છું એવું નાથ, પડી છે ફાંસીરે
ક્રુર રાય અરે શીશુપાળ મુજને, વરશેરે
તો તો નિશ્ચે જાણો તમે નાથ, દાસી મરશેરે
ત્રણ દીવસમાં આપ, વહેલા આવીને
મોહન દીન દયાળ, લેજો બચાવીને.

( કાગળ બીડી બ્રાહ્મણને આપીને.)

દુહા.

સત્વર પહોચો દ્વારીકાં, જ્યાંછે યાદવ રાય
પત્રજ આપી પ્રેમથી, વળી કે'જો મુખ આમ.
"તારી પ્રતિમા દીઠીછે, તે દીનથી યદુરાય
તન પીળું દીન ચંદ્રસમ, નિશદીન રોતાં જાય.
તન ચંદન તપી જાયછે, વિરહ અનળથી સાર
અરે વીના તુજ હાડ આ, થયાં ગળીને તાર
હાર ધાર તરવારસમ, સૂર્ય સરીખો ચંદ

સુખ સકળ દુખમય થયું, થયા પ્રાંણ મમ મંદ
મદન દહન કરતો હ્દય, હાથ ધર્યો નવ જાય
નીશદીન છબી અંતર રહુ, હું તારી બ્રિજરાય"

**ઓખાહરણનો ઢાળ.**

મારો મુખથી સંદેસો આ દેજો, વેગે આવે એ રીતેરે કે'જો
બંધુ પરણાવશે શીશુપાળ, તો તો નિશ્ચે થશે મારો કાળ
માટે વેહલા જઈ તેડી લાવો, વેગે વધામણી રૂડી કહાવો.

(બ્રાહ્મણ જાયછે.)

(રૂક્ષ્મણી કૃષ્ણના ચિત્ર સામું જોઇને.)

**વાગેશ્રી કાનડો.**

તારી પ્રીત મનમાં, કલેજે મારે ઝળકે
તારૂં રે ચીત્ર નેણે, ઘડી ઘડી ચળકે
તારા રે વીના પ્યારા ઘડી યુગ થાય,
ચેન ન પડે ક્યાંય, છાતી મારી થડકે—તારી પ્રીત.

---

## પ્રવેશ ૩ જો. જંગલ.

(એક બુઢો બ્રાહ્મણ હાથમાં લાકડીનો ટેકો લેતો આવેછે
તથા છોકરો આગળ ચાલેછે.)

**વૃદ્ધ બ્રાહ્મણ—** ગત કેરબો

બચ્ચા હાથ મારો ઝાલ, પુરી કુંદન જાઉં રે
પુરી કુંદન જાઉંરે, જઇને લંડુ ખાઉંરે—બચ્ચા.
ટાંટીયા મારા થાકી ગયા, ત્યાં વિસામો ખાઉં
જો ગાડું કોય આવતું હોય, તો તેમાં બેસી જાઉં—બચ્ચા.

(બેસેછે.)

**છોકરો—**ઉઠો ઉઠો કાકા નાસો, વાઘ આવે છે આંહી
તેના હાથમાં આવી જશોતો, માથુ જાશે ખાઇ—બચ્ચા

**બુઢા—** વોય! વોય! મુવો મને બચાવો કોય ત્યાંય,
મારે બદલે જઇને લાડુ, કોણ ખાશે ત્યાંય—બચ્ચા.

(ઉઠીને આમ તેમ દોડેછે તેવામાં એક લંગડો તથા છોકરો આવેછે.)

લં. બ્રા.— કોકનટ ડેન્સ—(એક ઈંગ્રેજી રાગ.)

એસો એસો કાકા તમે નાસી જાઓ નહીંજી,
વાઘના જેવી બુમ મારી હું દોડી આવ્યો તહીંથી,
ચાલો હવે સાથે સાથે દોડી જાઇએ અહીંથી,
જઇને કુંદનપુરી લાડુ ખાઊં ખાઊં ખાઊં.

લંગડાનો છોકરો.—

સાંભળ ભાઇ થાકી ગ્યો હું ચલાતું તો નહીરે,
શી રીતે હું દુખતે પગે ચાલી શકું તહીરે;
તેથી પીઠ ઉપર બેસાડી લે તું ડાહ્યો થઈરે,
નહી તો કુદી પીઠે બેસી જાઊં જાઊં જાઊં.

(વાંસે ચડી બેસે છે.)

બુઢાનો છોકરો—થોભો થોભો સાથ આવે ત્યાંસુધી બેસો અહીરે,
લંગડાનો છોકરો—રમતાં રમતાં ચાલી જાતાં થાકશું આપણે નહીરે
બુઢો—જુવો ત્યાંથી સાથ આવે તેને બોલાવો અહીરે
લંગડો—વિસામો ત્યાં સુધી બેસી ખાઊં ખાઊં ખાઊં.

(નીચે બેસેછે.)

(બ્રાહ્મણનું ટોળું દાખલ થાય છે.)

રાગ કાફી.

ટોળુ— ચાલોરે સૌ જલદી જલદી પગ ભરો
લંગડો—થાકયો હું માટે મ્યાનો કરો—ચાલોરે.
ચાલી ચાલી થાકી ગયોછું હું બહુ અરરર
૧ બ્રાહ્મણ—લાડુ ખાવા નથી શહેલા ચાલ વેલો શરરર

(તેને ઢબો મારે છે.)

લંગડો—(લાકડી ઉગામીને)
અરે કેમ મારે ધબા મારે ધબા મારે ધબા—ચાલોરે.
૨ બ્રાહ્મણ—લડો ન ભાઈઓ મુકી દીઓ ખટપટ
૬ બ્રાહ્મણ—ચાલ ભાઈ લંગડા તેડી ચાલું ઝટપટ

(પીઠપર બેસાડે છે.)

લંગડો—(હાંકતો હોય તેમ)

કચ કચ ખુસી બહુ ખુસી બહુ ખુશી બહુ—ચાલો રે.

(જાયછે.)

———

## પ્રવેશ ૪ થો. લગ્નમંડપ.

(રૂકમૈયો તથા શિશુપાળ આદી રાજાઓ બેઠા છે; ગાયન તથા નૃત્ય થાયછે.)

### રાગ ધનાશ્રી કેરબો.

કલાવંતણીયો—જુઓ જુઓ સુંદર મંડપ રચના,
ઈન્દ્ર ભુવનથી અધીક બિરાજે
જોત પ્રકાશે કિરણ રવીનાં—જુવો.

(કલાવંતણીઓ જાયછે.)

રૂકમૈયો— હોરી.

શિશુપાળ તમેરે પધારી, પધારી કીધાં ઉપકારી—ટેક.
મુજથી મીત્રતા રૂડીરે રાખી, ચાલ એ જોઈ તમારી
મુજભગની પરણાવું પ્રીતે, પ્રીતીમાં પ્રીતી વધારી–પધારી.

શિશુ— લાવણી.

થઇ કૃપા અતી તુજતણી, મુજપરે ભારી
સદા હું તેથી રઇશ, તારો આભારી
હતો કૃષ્ણ દેશી માહરો, તેથી હું નિરાશ
થઇ ગયો હતો મન થકી, પુરી તે આશ
એ ખરી મૈત્રીનું ચીન્હ, તને તો રાજે
કદી પડે જરૂર તો જીવ, આપું તુજ કાજે.

રૂકમૈયો— ગજલ.

ગૈ એકબએક જો હવા પલટ—(એ રાગ.)

શિશુપાળ જે બોલો તમે, છે યોગ્યતા એ તમતણી
નહી યોગ્ય વરવા તુજવીના, મુજભગ્ની સાથે કો ધણી—ટેક.
પૂર્ણ ચંદ્ર શર્દરૂતુનો, મુકી તારો કોણ ગૃહે
સ્ફટીક તજીને કોણ ઈચ્છે, કાચકંકરની મણી—શિશુ.

લગ્ન પ્રીતે આજ કરી દેઉ, મુજ ભગ્નીથી તમતણા;
પ્રીતે પછે મારાજ આપ સધાવો નીજ નગ્રીભણી—શિશુ.

---

## પ્રવેશ ૫ મો. રૂક્ષ્મણીનો મેહેલ.

રૂક્ષ્મણી તથા દાસી.

**રૂક્ષ્મણી**—ગજલ. જાને મન જાને મન—(એ રાગ.)

નાવ્યો કેમ નાવ્યો કેમ, નાવ્યો કેમ
વાયદો કરીને દીન, ત્રણરે તણો ગયો
ગયો તે પાછો કેમ, વિપ્ર હજીના ફર્યો—નાવ્યો.
શી રીતે હું ધિરજ રાખુ, શી રીતે હું મનને વારૂ
લગ્નનો મારો ઠરાવ, શીશુપાળ સાથ થયો—નાવ્યો.
સીંહનો જે હોય ગ્રાસ, તે જાય જંબુક હાથ
તેથી જે લાગતો ડાઘ, શી રીતે જાશે સહ્યો—નાવ્યો.
લગ્ન મારાં થશે આજ. પધારો તેથી મારાજ
દયાળુ રાખીને દાઝ, નહી તો જીવ જશે વહ્યો—નાવ્યો.

**દાસી**—(પ્રવેશ કરીને) ગજલ.

અએસોમે તેરે કોહેગમ—(એ રાગ.)

ન થા ઉદાશ ન થા નિરાશ, સત્વર કૃષ્ણ આવશે
પ્રેમ જેમાં તારો ખરો, આવીને તે બચાવશે
ધિરજ જગમાં છે વડી, ધિરે સૌ સુખી થયા
તેથી ન ધિર છોડ તું, સારૂં સહુ ધિરે થસે—ન થા ઉદાશ.

**બ્રાહ્મણ**—(દાખલ થઈને) રટશ્રી રાધા રાધાવર ગીરધારી—(એ રાગ.)

પ્રીતે શ્રીકૃષ્ણ આવ્યા છે સાય તારી
હ્રદય નેહ ધરી વિચાર દ્રઢ કરી
આવ્યા ગરૂડ ચડીને લેવા પ્યારી પ્યારી—પ્રીતે
ન થા નિરાશ, પૂર્ણ આશ, કષ્ટ નાસ
મન ઉલ્લાસ, વેગે પાસ, લૈને દાસ
મંદીર પાસ કૃષ્ણ આશ, પૂર્ણ ખાસ
કરશે પ્રીતે તારી તારી—પ્રીતે.

રૂક્ષ્મણી-- પદ.

સાંભળી વાકય ગુરૂજી તમારૂં, પ્રફુલ્લીત મન અતી થઈ ગયું મારૂં,
તેની ખુશીમાં આપું વધાઇ, લેજો પ્રીતેથી તે નિજકર સાઈ.

(બ્રાહ્મણને ગળાનો હાર ઉતારી આપીને દાસીને કહે છે.)

ચાલો હવે સજ થઇ પરવરીએ, માતાજીનાં પ્રિતે દરશણ કરીએ;
પુજન થાલ લેઇ રૂડો હાથ, ચાલો તૈયાર કરી વેગે સાથ. (સર્વ જાયછે.)

## પ્રવેશ ૬ ઠો. એક રસ્તો.

(રૂક્ષ્મણી સાહેલીયો સહીત હાથમાં પુજનની સામગ્રી લેઈ ચાલેછે.)

**સખિયો**—ગોકુળીએ લેઈ ચાલોરે ઓધવરાજ અમને—(એ રાગ.)

માતાના દર્શન કાજે, ચાલો એની આજ જઈયે
થાલ પુજાનો હાથમાં લેઈને, પ્રીતે પુજન જઇ કરીએ—ચાલો
ધન ધનરે દીન આજનો ગણીએ, ઉમંગ ન અંગ સમાય—ચાલો

## પ્રવેશ ૭ મો. માતાનું મંદીર.

(રૂક્ષ્મણી સાહેલીયો સહીત પ્રવેશ કરીને માતાનું પુજન કરે છે.)

**રૂક્ષ્મણી**—(પુજન કરીને) **ચતરંગ કલ્યાણ.**

માતને મનથી ગાઊરે, વરણી ગુણને રે,
તુજ દયાનાધી કરજો મારૂં કાજ
તરૂં હું તુજ આશિષે આજ—ટેક.

તીલાણો.

છે સૌને સુખકારી, દુખ હરનારી રે
સાદર વરદાઇ સઉને સુખદાઈરે
દાઝ દીનની ધરજોરે મનરે મન મન
સુંદર વરદાઈ સદાની દયાની સીમ તન મન
રીઝ કર રીઝ રીઝ માગુ વર મન ગમતો તે
તું આપ તું આપ મા—મા-તને

(પ્રાર્થના કરી આજુ બાજુ ફરીને જોયું પણ કૃષ્ણ ન
આવવાથી નીરાશ થઇને ગાયછે.)

### રાગ જોગીઓ આસાવરી.

આવી છું મધુસુદન હું, આસરે તારા
તો પણ વહાલા કેમ ના, આવ્યો હજી પ્યારા--ટેક
મનસા વરી હું તુજને, વરૂ કેમ અન્યે ફરી
તેથી ન વેગે આવશે, તજીશ પ્રાણ હું મારા—આવીછું.
તજીશ પ્રાણ હું માહરા, લાજશો પ્રભુ આપ
“ દયાસીંધુ ” પદ જશે આજ મર્ણથી મારા—આવીછું.

( એક રથ આવેછે તેમાંથી કૃષ્ણ ઉતરી રૂક્ષ્મણીને ભેટીને. )

કૃષ્ણ--• પીલુનો દાદરો.

ધૈર્યતા તું મનમાં રાખ, (બે વાર.)
આવ્યો તારીપાસ, પ્યારી પુરવાને આશ--ધૈર્ય.
વહાલી તું તો છે, પ્રાણ થકી પ્યારી
તેથી કેમ થવા દેઉ તુજને નિરાશ—ધૈર્ય
ચાલો વેગે હવે, રથમાં બેસીને
લગ્ન રૂડું કરીએ જઈ આપણે અવાસ—ધૈર્ય.

રૂક્ષ્મણી— રાગ દેશ.

ધનદીન હર્ષીત આજ, પધાર્યા ભલે તમે મહારાજ--ટેક.
પ્રીત પ્રભુ મુજ તુજથી લાગી, માતતાત તેથી દેઉ ત્યાગી,
ચરણ તણી અનુરાગી, જાણી ન છોડતા હો રાજ—ધન.
તારી પ્રતિમા નારદે આપી, સ્થીર કરી મેં હૃદયે સ્થાપી.
ત્યારથી કાળજ કાપી, ક્યાં ફરો ડોલતા હો રાજ—ધન.

કૃષ્ણ-- દાદરો.

વહાલી મને તું પ્રાણથી પ્યારી.—ટેક
નારદે વર્ણવ કર્યો ફરી ફરી. ત્યારથી શુદ્ધ વિચારી—વહાલી.
ચહાતો હું મનથી ક્યારે મળીશ તું, ચીત્ત ન જાય વિસારી--વ.

રૂક્ષ્મણી--ગજલ. કયા કમાન અબ્રુને એક તીર—(એ રાગ.)

ચાલો ઝટ દ્વારામતી, હવે જોઇએ પ્યારા મારા
આવે અહીંયાં મુજ બંધુ જો, તો કરે ન્યારા ન્યારા

સેનસંગ શિશુપાળ સાથે, આવે છે મુજ ભ્રાત
કરશે પીડા તમને કંઈ, જશે પ્રાણતો પ્યારા મારા

કૃષ્ણ— દાદરો.

ભીરૂ ભય તું ન રાખ તારા મનમાં—ટેક.
બેસ ખુશીથી રથમાં તું પ્યારી, જલદીથી જૈયેરે ભુવનમાં,
સંગ્રામે આવે જે સજ થઇને, તેનેરે પછાડીને કાનનમાં-ભી.
(કૃષ્ણ તથા રૂક્ષ્મણી રથમાં બેસીને જાયછે.)

## પ્રવેશ ૮ મો. જંગલ.

(રૂકમૈયો તથા શિશુપાળ લષ્કર સહીત આવેછે.)

બધા સાથે—
ચાલો ચાલો સૌ સજ થઇ, લડવાને કૃષ્ણથી આજ,
સેનાપતિ—ચાલોરે ચડાવો તમે ધનુષ્યમાં બાણ.
મારીને અરીનો કરી નાખીશું ધાણ
ફરીથી ન કરી શકે કોને એવી હાણ
મારમારો ધરીને દાઝ—(બધા) ચાલો ચાલો.
જુવો જુવો આ પાસેની ઝાડીમાંથી જાય
કરો જલદી ઠોર દોડી પહોંચી તેને ત્યાંય
વારીને રૂકમણીને. જઈએ નગરમાંય
નહી તો કેમ રેશે લાજ—(બધા) ચાલો ચાલો.
સરર સરર સટ ફેંકો તમે બાણ
વાગી સીરકાડે જઈ વેરીઓનો ધાણ.
મન્થીન ડરતા થતાં તન હાણ,
વીરતા દેખડાવો આજ—(બધા) ચાલો ચાલો.
(બધા જાયછે.)

## પ્રવેશ ૯ મો. એક જંગલ.

(કૃષ્ણ તથા રૂક્ષ્મણી રથમાં બેઠેલા આવેછે.)

રૂક્ષ્મણી— પદ.

મોહન તારી પ્રીતની લાગીછે ચટકી—ટેક.

. જોતાં છબી તુજ અંતરમાં મુજ, પ્રાણપતી રહી ખટકી
તે દીનથી પ્રભુ ઘેલી થઇ હું, કામ સરે નાંખી પટકી--મો
(અંદરથી લશ્કરનો અવાજ)

શઃશુર ક્રુર શઃશુર, ક્યાં નાસી જાએ દુર
મારી કાપી ચીરી તારૂં, પુરૂ કરીએ શુર
(રૂક્ષમણી ચમકેછે કૃષ્ણ નીચે ઉતરવા જાયછે રૂક્ષમણી પકડી રાખેછે.)

કૃષ્ણ-- શેલાવૃંત.

સૈન્ય કરે પોકાર, મુજથી લડવા કાજે
લડુ નહી આ વાર, જાત ક્ષત્રીની લાજે
તેથી થોડીવાર, પ્રીયા તુ ત્યાં રથમાંહી
રે નિરભયે લગાર, લડુ હું જઇને તાંહી
ચક્ર ખડગને તીર, રૂધીરમાં દેઉ હું ગળાવી
વાળું અરીનો ઘાણ. બાણ હું આજ ચલાવી.

રૂક્ષ્મણી—ગરબી. વાંસલડી વૈરણ થઇ--(એ રાગ.)

દઉ નહી જાવા, નહી જાવા મુજ પ્રાણ તોફાની વેનમાં
બહુ જોર દીશે. જોર દીશે બહુ જોતાં દારૂણ સેનમાં--ટેક
એ સંખ્યામાં છે બહુ ઝાઝા
વળી આવેછે અતિશે દાઝેયા
આપ એકલડારે જશો ગાંજયા—દઉ નહીં

કૃષ્ણ-- ગજલ.

ધીરી થાને શિદને બિહે છે તુ પ્રિયા મારી
વધ્યુંછે જોર એ ખળને, તે દેઉ હું ઉતારી—ધીરી.
માત્ર છે જવાની વાર, સૌને હું કરૂ જઈ ઠાર
ગર્વે બહુ ચઢ્યો છે તે ઉતારૂ પ્યારી—ધીરી.

રૂક્ષ્મણી— પીલુ.

રથમાં બેસો ને પિયુ શાંત થઇ વાલા
બંધુ પાસે જઇ મારા, કરૂ કાલાવાલા—ટેક

પગમાં પડીને, બંધુને મનાવું
કે નનાંખે સ્નેહમાંહી, ક્રોધ અગ્ની જ્વાળા—રથમાં.

કૃષ્ણ— ઉપજાતી.

કહે પ્રિયાવેણ સહુ શું કારી, ડરી શુ ખોઉં કિર્તી અમારી;
કરે અરી ગર્વ અતૂલ્ય આજે, ચડું રણેના મુજ કૂલ લાજે.

રૂક્ષ્મણી— શાર્દૂલવિક્રીડિત.

જાતાં એ દળમાં તમે પ્રિયપતી કષ્ટો બહુ પામશો,
નાવે પાર ગણ્યેજ એ સમુહનો, શીરીતથી જીતશો;
છે મારૂ હિણભાગ્ય સત્ય સઘળાં, આવી અપાયો નડે,
હાયે ! પ્રાણપતી પ્રચંડ રીપુથી યુદ્ધરણે જો ચડે.

(એમ કહી રથમાં બેસાડવા જાયછે પણ ન માનતાં
કૃષ્ણ બાણ ચઢાવી રણમાં ધસેછે.)

લલીત.

કહ્યું ન માનતાં કૃષ્ણરે ગયા, તેની તું પ્રભુ રાખજે દયા.
(મૂર્છા ખાય છે)

(થોડીવારે સાવધ થઈ અંદર જોઈ.)

ગીતી.

હાલ થશે શું તારા, દારૂણદળમાં ધસી જતાં પ્યારા;
એકલડા અરી સંગે, સહન થશે કેમ રે ! બાણ ધારા;
મંદભાગ્ય અતીમારાં, પીયુ મળતામાં પડેછ દુખદળમાં.
(હાથ જોડી) પ્રભુ આ સંકટમાંથી, દયાકરી પ્રિય બચાવજે દળમાં.

(અંદર ઘોંઘાટ થાયછે.)

અરે હાય કેમ જોઉં, દારૂણયુદ્ધ પ્રીયપતી પરે ભારી;
ભય વ્યાપે મુજ મનમાં, કેમ કરી જીતશે યુદ્ધ કારી.
(ગભરાઈને) બાણપણેથી આવે, લાગે રખે પ્રિય બચાવજો તનને;
(બતાવીને) ત્યાંથી ખડગ ઉગામે, જોતાં ધીરજ રહેત મમ મનને.

(ખુસી થૈને) ધન્ય દયાવૃતી તારી, પ્રભુ કૃપાથી મળી જય પતીને;
સૈન્ય સકળ ગયું નાસી, નાશ કરી મુજપતિની આપતિને.

(અંદરથી કૃષ્ણ રૂકમૈયાને)

બેત.

સબુર અંચે દૂષ્ટ મુજ કરથી કયાં નાસીસ
આ ખડગે પાપી ધડથી તારૂ જુદુ પાડું સીશ.

(આર્જવ કરતાં અંદર જોઈને)

રૂક્ષ્મણી— ગીતી.

ના મારો પીયુ મારો, બંધુ જાણી બચાવજો એને;
નિજ જનનો જન જાણી, આણી દયા મન ન મારશો એને.

કૃષ્ણ—(રૂકમૈયાને પકડેલો લાવી રથને પાછલે ભાગે બાંધેછે એટ. લામાં બળરામ તથા યાદવ યોદ્ધાઓ આવેછે.)

રૂક્ષ્મણી— (કૃષ્ણના કાલાવાલા કરતાં.)

ગજલ.

મમપ્રાણ દયાળ દયા કરીને, વેગે છોડોને બંધનથીરે સ્વજન
કરીને અપરાધજ એનો ક્ષમા, પુરઆશ તું મારી એ છોડી બંધન
જેવોછે તેવો તોપણ સ્નેહી ગણી, નગણો અપરાધજ એનો જરી
દીયો છોડીને બંધનથીજ ફરી, ઓ દયાળુ હરી ઓ દયાળુ હરી
પડી ચર્ણ વિશે પ્રભુમાગુ ક્ષમા, છોડી એને તું રંજીત કર મુજ મન.

કૃષ્ણ— (બળરામને.)

મગ ચલત શામસેં અટકી—(એ રાગ.)

દીયો છોડી જાય ભલે છટકી—ટેક
દાઢી મુછ ઉતારી રૂડાં પટીઆં પડાવો
નફ્ટ થાય તેને એ ચટકી—દીયો છોડી

રૂક્ષ્મણી— શાર્દૂલવિક્રીડિત.

જાણી બંધવ ચર્ણ રજની, દાસી તણો ચીત્તથી,
રાખો પ્રેમ પ્રભુ પડુ ચરણમાં, આપો ક્ષમા હેતથી;
છે એ આપ દયાળને ઘટીત જે, શિક્ષાવીના છોડવો,
શત્રુ થાય શરણ હાથ ઉભયે, તેને ન સંતાપવો.

કૃષ્ણ—(બળરામને.) બેત.

બલરામ છોડો બંધથી, મરજી પડે ત્યા જાય
રહે રૂક્ષમણી આનંદમાં. એવી છે મમ ઇચ્છાય

(બલરામ છોડી મુકે છે રૂકમૈયો, મોંઢુ હાથે ઢાંકી ચાલ્યો જાય છે.)

રૂક્ષ્મણી—ઠુમરી. શોતન ગર ગયે ગયેરે—(એ રાગ.)

કોય જુગમાં નહી નહીરે, દયાળુ પ્રિતમ તારા સમ—કોય.
શરણાંગતને પાળક છે તુ, રંકોનો દાતારરે
તે ઈછા પુરી તનમનથી, હવે ના રહી કંઇરે,—કોય જુગ.

(કૃષ્ણ રૂક્ષ્મણી રથમાં બેસે છે, સેના આજુબાજુએ
ગોઠવાઇ જાય છે.)

રૂક્ષ્મણી— લાવણી.

પ્રભુએ આશ પુરી મારી, પુરજો સૌની મુરારી—પ્રભુ.
ખરી પ્રીત અંતરમાં રાખે, તે જન ઉતરે પાર
પ્રીત કરી ચીત વ્યગ્ર કરે તો, પામે ન એકે પાર
પાર નહી પામે જાય હારી સ્નેહનો સાગર દુખકારી—પ્રભુ.

(રથ ચાલવા માંડે છે ને પડદો પડે છે.)

---

# ઓખાહરણનો ઓપેરા.

## પ્રવેશ ૧ લો. સ્થળ રસ્તો.

### सखीयोसहित उखा गाती गाती आवेछे.

### ઓખાહરણની ઢાલે.

ચાલો ચાલો બેની આજ જઇએ, ભેટ માતા તણી પ્રીતે લઈએ;
અક્ષત ચંદન કુમકુમ લઇને, પાસે માતા તણી પ્રીતે જઈને.
પુજન કરશું આપણુ પુરી પ્રીતે, રીઝે ગવરી અતી એવી રીતે;
પછી માતા ચરણુ શીશ નામી, માગું મન ગમતોરે હું સ્વામી.

(જાય છે )

## પ્રવેશ ૨ જો. માતાનું મંદિર.

### ओखा सखीओसहित प्रवेश करी यथावीधि पार्वतीनुं पुजन करीने.

ગરબી.

માની લેજો માતાજી પુજન અમારૂં; કરીને ક્ષમા ચુક બાળનીરે;
પુરણ પ્રીતે માતા જાચવાં આવ્યા, વર દઈ દુખડાં ટાળનીરે.

**पार्वती**—કોઈ ચઢાવે ધનુષબાણ—( એ રાગ. )

માગી લે તું પુત્રી મારી હોય આશ તારી;
આપીને ઇચ્છીત ફળ દઉ તને હું તારી.

**ओखा**— હોરી.

મા માગું સહાય તારી, ઈચ્છા છે રે જે મારી—મા.
આપ મને તું રૂપે અતી સુંદર, સ્વામી રૂડો ધૈર્ય ધારી,
એટલી અરજ આજ પુરી કરોને, જાઉં આપ બલહારી;
પુત્રી છઉં હું તમારી.—મા માગું.

**पार्वती**— ગરબી.

મળશે મળશે મળશે રે પુત્રી સ્વામી સુશોભિત મળશે,
વૈશાક શુદ દ્વાદશીને દીવશે, સ્વપ્નવીશે તને છળશેરે.—પુ.

**सर्वे साथे**— સાખી મરાઠી ચાલની.

અમપર આજે કૃપા કરીને કર્યો અતુલ ઉપકારી,
હવે માત જાવા નીજધામે રજા માગીએ તારી. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો. શહેરનો રસ્તો.

( બાણાસુર કોભાંડ સાથે આવે છે. )

**वाणासुर**— બેત.

બસ બસ ઓખાને કરવી જોશે કેદ, એ વાતમાં છે મારી હાનીનો ભેદ;
માગ્યોછે ગવરીપાસે તેણે જે વર, તેજ વરથી જ્યારે મારા છેદાવાના કર;
ત્યારે શું કામનું એ પુત્રીનું લગન, કે જેથી ઉપજે તેમાં પીતાને વીઘન;

માટે સાગર તીરે કરી એકાન્ત વાસ,
તેમાં જઈ કરાવો સત્વર ઓખાનો નિવાસ;

**कौभांड**—બહુ સારૂં મહારાજ જેવો આપનો વીચાર,
તેમજ હું જઈને કરૂં સરવે તઇયાર.

---

## પ્રવેશ ૪ થો. ઓખાનો મેહેલ.

**ओखा**— ગજલ.

અરી તાત તું થઇને અરે, પીઉ સંગ તે ન મેલાવે કાં;
કામ અગ્નીથી રે! બળી જતાં, પ્રભુ મુજને કો ન બચાવે કાં. અરી.
સમાન સહિઅર મુજતણી, દેખી આવતા પતી નીજ ભણી;
ખેંચે કોર કટાક્ષે ઘુંઘટ તણી, તેવા દીન પ્રભુ તે ન આપ્યા કાં. અરી.
શણગાર સજીને સંચરે, ફેરા ચોરીના પીયુ સંગ ફરે;
આનંદથી પીયુને મળે, તેવા ભાગ્ય મારા થયા ન કાં. અરી.
પકવાન વિધ વિધના કરે, અતી આદરે પીયુને ધરે;
પંખો સમક્ષ રહી કરે, તેવું સુખ મુજને મળે ન કાં. અરી.
અગ્ની વ્રેહની થાય છે, જેમાં જોબનયું રે તવાય છે;
રોમ રોમ વેદના થાય છે, તોય પ્રાણ પાપી ન જાય કાં. અરી.

(સુઇ જાય છે.)

(અનીરૂધવિશેનું સ્વપનું આવવાથી એકાએક જાગીને.)

**ओखा**— રાગ ઈન્દ્રસભા.

આવો આવો આવો પીઉ, મુજને કરો શાંત;
બીડી માટે રીસ કરી, ક્યાં ગયા એકાંત.
એવું જાણ્યું હોત તો, પ્રથમ કેહેત નહીં નાથ;
પરમ પ્રીય મુજપતી, સંતાઇ ગયા કયાંય.
સંતાયા ત્યાં કેમ પીઉ, આવો જલદી બહાર;
બી મરૂં હું એકલી, નહીં લગાડો વાર.
મસ્કરી મન તમ તણે, જીવ મારો જાય;
કૃપા કરી મુજ ઉપરે, દાસીની કરો સહાય.

હાંશી છે મન તમ તણે, થાય મને બહુ હાણુ.
દર્શણ નહી જો ઘો તમે તો, કાડીશ મારા પ્રાણ.
( ચિત્રલેહા પ્રવેશ કરે છે. )

चित्रलेहा—અરે લાલદેવ ઈસતરફ જલ્દ આ.—(એ રાગ.)
અરે બાઇ તું કેમ થઇ વ્યાકુળી,
શુધ બુધ શરીરની તું ગઇ ક્યાં ભુલી;
ન સમજાય એવું લવે છે તું શું,
એકાએક બેની તુજને આ શું થયું.

ओखा— લલીત.
અરર હાયરે પ્રાણ જાયરે, સુખ સદા ગયું અરર હાયરે,
કર્મ ફુટીયું શું અરે થયું, સ્વપ્નમાંય તો સર્વરે ગયું;
બેની વાત હું કહું છું વરણી, સ્વપ્નમાંય તો હુંજ પરણી,
તેનાજ કંઠમાં નાખી હાથરે, બીડીને માટે રીશાણા નાથરે;
રીશ તો કરી ક્રોધાંધ તે થયા, બેની મારી એ કયાંયરે ગયા.

રાગ ઈન્દ્રસભા.
સાંભળ વાત બેની કહું, સ્વપ્ન આવ્યું આજ;
સ્વામી મુજને તો મળ્યો, જોબનવંતો રાજ.
પરણી સાથે તેમની, હું રાખી પુરણ પ્રેમ;
બીડી ન ખાધી મુખતણી, રીશાઈ ગયા એમ.

चित्रलेहा— રાગ ઉપર પ્રમાણે.
સ્વામી સ્વામી કરતી સુતી, સ્વપ્ન આવ્યું તેહ;
પણ સાચું હું દઉ કરી, તો મેળવું તુજને એહ.
ચિત્ર બતાવું તુજને, જે પૃથ્વિના રાજન;
લાવું છું હું આ ઘડી, દેખાડું તુજ સ્વામીન.
( ચિત્ર લેવા જાય છે. )

ओखा— રાગ પરજની ઠુમરી.
તારી પ્રીતની લેહ મને લાગી;—બે વાર.
કયાં ગયો પીયુ કયાં ગઈ-ચિત્રલેહા;
પ્રીતને બદલે શોકમાં પડીયાં.—પ્રીતની.

શું કરૂં પીયુ જાણું ક્યાં હવે;
જીવવું જેમ જળવીનાં મછલીયાં.—પ્રીતની.
(મુર્છા ખાય છે.)

**चित्रलेहा**—(હાથમાં છબીઓ લાવી તેને સાવધ કરતા.)

રાગ ઈન્દ્રસભા.

થા બેની હુશીયાર હવે, ચિત્ર જોને તું;
દે બતાવી પીયુ તારો, લાવી આપું હું.
(એક ચિત્ર ઓખાને આપે છે.)

**ओखा**— રાગ ઉપર પ્રમાણે.

દીસે છે આ દબડો જેવો, જાણે રાની ભુંડ;
માથું એનું ઘડા જેવું, હાથ જાણે સુંઢ.
(છબી પાછી આપે છે એટલે ચિત્રલેહા બીજી આપેછે.)

**ओखा**—દીસે છે આ કેવો સુંદર, રૂડો આ હુશીયાર;
આયુધ અંગ સજી કરી, લડવાને છે તૈયાર.
જોઇ સુંદર સ્વરૂપ એનું, મન સૌનું મોહાય;
તોય બેની મુજ પીયુ સમ, તે કદી ન થાય.
(તે ચિત્ર પાછું આપે છે એટલે ચિત્રલેહા અનીરૂધનું ચિત્ર આપેછે.)

**ओखा**—ગરહમને દીલ સનમકુ દીઆ.—(એ રાગ.)

અરે મારા પ્યારા પતી તું ગયો તો ક્યાં;
તું ગયો તો ક્યાં પીયુ તું ગયો તો ક્યાં;
મુજને છોડી એકલી રે ! તું ગયો તો ક્યાં. અરે.
બીડી માટે રીસ કરીને છોડી આ જગ્યા;
દયા ન આવી દીલમાં તારા છોડી જાતાં ત્યાં. અરે.
(ચિત્ર છાતી સાથે દાબેછે.)

**चित्रलेहा**— રાગ ઉપર પ્રમાણે.

અરે મારી પ્રીય બેની ચિત્ર છે રે આ
ચિત્ર છે રે આ રે બેની ચિત્ર છે રે આ
પરમ પ્રિયપતી તારો છે દુવારીકાં—અરે.

પ્રદુમનનો સુત છે એતો જાદવ કુળનો રાય;
બેની આજ્ઞા હોય તારી તો દાસી લેવા જાય.—અરે.

**ओखा—** **ગોરી ચલી સાસરે.**

બેની જલદી આવજે લઇને પીયુ મારા,
હું ઝુરી ઝુરીને મરીશ વિના તારા.
બેની ઘડી એક તુજ વિના અહીંજ જાશે,
તે મારે મન તો વર્ષશોજ જણાશે.
કરૂં હાથ જોડીને અરજ બેની તારી,
અતી યત્ને લાવજે પીયુને સંભાળી.

**चित्रलेहा—**(જતાં જતાં.) **રાગ ઈન્દ્રસભા.**

અરે મારી બેની તુજને કરૂં હું પ્રણામ,
પતી તારો લઈ કરીને આવું હું આ ઠામ.

---

## પ્રવેશ ૫ મો. ગોમતીનો કીનારો.

(કેટલીક સ્ત્રીઓ પાણીના બેડાં લઇ આવીને ગાય છે.)

**स्त्रीओ—**ગરબી. જાની ભુદર્ રંગ રસીલા—( એ રાગ.)

આવો બેની ગીત ગાઇએ આજ પ્રીતેરે,
ગાઈએ આનંદ ઉપજે એ રીતે—આવો.
શુભ ઓચ્છવનો દીન આજેરે, તેથી વાજીંત્ર રૂડા વાજેરે;
દીસે ગગન મંડળ જેમ ગાજે.—આવો.
આપો તાળી અતી ઉમંગેરે. જેથી રાગ ચડે પુર રંગેરે;
તો તો આનંદ માશે ન અંગે.—આવો.
ઓચ્છવ વસંત તણો છે સુંદરરે. ખીલ્યાં ફુલ રૂડાં બાગ અંદરરે;
તેથી સુગંધીમય થઇ રહ્યા મંદિર.—આવો.
પુન્ય ફળ્યાં છે આપણના પુરવનારે, તેથી જન્મ પામ્યા દ્વારીકામાંરે;
રૂડાં દર્શન થાય ગોમતીના.—આવો

(સ્ત્રીઓ જાય છે, ચીત્રલેહા પ્રવેશ કરે છે.)

चित्रलेहा— ઈન્દ્રસભા.

આવી પુગી ગોમતી સુધી જાવું દ્વારકા માંય,
ચોકી સુદરશન તણી છે કેમ હવે જવાય.

(ચિત્રલેહા આગળ ચાલવા માંડે છે તેવામાં સુદર્શન ચક્ર એકાએક તેનું માથું કાપવા જાય છે તેવામાં નારદજી અંતરીક્ષથી આવીને કહે છે.)

नारद— શ્લોક

સાંભળ સુદરશન મર્મ એ તણો, ઇચ્છા છે એ ઈશ્વરી;
આવી છે હરણ કરવા, અનીરૂધનું જવા દેજે સુખે કરી.

( ચિત્રલેહાને કહે છે. )

રાગ ઈન્દ્રસભા.

લઇ જજે અનીરૂધને નહી નડે વીઘન,
ઇચ્છા પુરણ તુજ થશે એવું છે મુજ વચન.

(નારદ અંતરધ્યાન થઇ જાય છે ચિત્રલેહા જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો. ઓખાનો મેહેલ.

ओखा— ( એકલી ગાય છે. )

બદલ ગયો નેનારે—(એ રાગ.)

રીસાઇ ગયા પ્યારારે, રીસાઈ ગયા પ્યારારે;
કેમ જીવાયરે, રીસાઇ ગયા પ્યારારે—

સાખી—તાગ હોય તો તોડીએરે, પ્રીત ન તોડી જાય;
કાગળ હોય તો વાંચીએરે, કરમ ન વાંચ્યું જાયરે.—રી.

સાખી—કુવો હોય તો તાગીએરે, સમુદ્ર તાગ્યા ન જાય;
ખેતર હોય તો ખેડીએરે, ડુંગર ખેડયા ન જાયરે.—રી.

સાખી—પાંખ હોય તો ઉડીએરે, મનુષ્યથી કેમ ઉડાય;
પાસે હોય તો મનાવીએરે, છેટેથી કેમ મનાવાયરે.—રીસાઈ

**चित्रलेहा**—(હાથમાં હીંડોળો લઇ પ્રવેશ કરે છે.)

**વલણ.**

થા એની હુશીઆર હવે, થઈ ઈચ્છા પુરણ તુજ તણી;
જગાડ તું તુજ સ્વામીને ન રીસાય તે યત્ને કરી.

**ओखा**— ( હીંડોળા પાસે આવીને. )

**રાગ ઈન્દ્રસભા.**

એજ મારો અનીરૂધ છે, પ્રાણ તણો આધાર;
હરી લાવી તું યત્નથી, માનું તારો ઉપકાર.

(અનીરૂધને જગાડે છે.)

**મત બીછરો સાજન હમશે.**—( એ રાગ. )

પીયુ બોલો હસીને અમથી,—બે વાર.
પ્રીત લાગી છે મારી તમથી.—પીયુ.
એવી શું નિદ્રા આવે પીયુ તમને,
જીવ બળે મારો ગમથી.—પીયુ.
અમે વાસી છઇએ હીયાંના, તમે દુરના પંથી;
થઇ હુશીયારને ઉઠો જાળવી મળો પ્રીત પરમથી-પી

**अनीरुध**— ( જાગૃત થતાં. )

**રાગ ઈન્દ્રસભા.**

સ્વપ્ન છે કે ખરેખરૂં, નથી જણાતું આ;
મેહેલ મારો દીસતો નથી, આવ્યો છું હું ક્યાં;
વેરથી મારૂં હરણ કરી, કોણે કીધો કલેશ,
સ્ત્રીઓ આ કોણ છે, કંઇ દીસે બાળે વેશ.
બોલ વેલી બોલ જલદી, મર્મ તું ઉઘાડ;
વાર લગાડીશ તું હવે તો, કરીશ તુજને પ્રહાર.

(તરવાર ઉગામે છે.)

**ओखा**—પરમ પ્રીય પતી મારા, એવડી શીદને રીશ;
મારવી હોય તો મારો મુજને, આ રહ્યું મારૂં શીશ.

(મસ્તક ધરે છે.)

चित्रलेहा— ગઝલ.

એ બાણાસુરની છે બાળા, નામ એનુંજ છે ઓખા;
વરી ગયો તો તું સ્વપ્નામાં, હવે છોડીને જાશે ક્યાં,

अनीरुध—મુકાવ્યું ગામને સજન, પીતા એનો છે અસુરજન;
વરૂં સાથે હું એની કેમ, છઊં જાદવ કુળનો તન.

ओखा—મરમ જાણું છું હું એના, કુળ કેવા છે જાદવના;
વીચારીનેજ બોલો જ્યાં, કેવાં છે કામ પીતામહના.
રીછ સુતા ને કુબજા નાર, તે થકી હું નથી ઉતાર;
વાત પ્રદુમનની સંભાર, રાખું છું લાજ હું આ વાર.
(ફરી ઉભે છે.)

अनीरुध—એવાં શીદને દીઓ મેણાં, રીશ મુજને ચડીતી જ્યાં;
ફરીને શું જુવો છો ત્યાં, આવો જલદી તમે તો જ્યાં.
(તેની પાસે જવા માંડે છે.)

ओखा—(તેને ભેટીને) બેદાદ મુજે યાદ હુયે.—(એ રાગ.)

જુદાઈ મને યાદ છે અનીરૂધ તમારી,
કદી ન છોડું તમને હવે રાખું સંભાળી.—જુદાઇ.
બેની ચિત્રલેહા તારી હું છું ઉપકારી;
કેવી રીતે તુજને મુકું બાઈ વીસારી.—જુદાઇ.
ચાલો મહેલમાં કરીએ હવે લગ્નની તૈયારી;
કદી ન છોડું તમને હવે રાખું સંભાળી. (જાય છે.)

(સીપાઇઓ મેહેલનીનીચે ચોકી કરતાહતાતેઓઅવાજ સાંભળીને.)

१ लो चोकीवालो— બેત.

ઉઠ ભાઇ ઉઠ વેહેલો જલદી થા હુશીયાર,
આવે છે અવાજ મુજને માણસનો આ ઠાર.
રહી હુશીઆર ને ચોકી કરજે હીયાં તું,
રાય બાણાસુરને જઇને ચેતાવું છું હું.

(ચોકીવાલો જાય છે તેની સાથે સેનાસહિત કૈભાંડ આવેછે.)

**कौभांड**— (મેહેલ તરફ જોઇને.)

**બેત.**

અરે ચોરે ઓ જંબુક તું સંતાઈ પેઠો ક્યાં,
બતાવ તારૂં જોર નીચે આવીને હ્યાં.
કોણ છે તું જાતનો કોણ તારો તાત,
બચાવ તારો તો થશે જો કહીશ સાચી વાત.

**अनीरुध**—જમાઇ બાણાસુર તણો અનીરૂધ મારૂં નામ;
આયુધ હત જો મુજકને તો પુરત તારી હામ.

**कौभांड**—જમ તારી વાટ જુવેછે પડી છે તુજમાં ચુક ;
સીંહ હોય તો ઉતર નીચે દીસે છે જંબુક.

**अनीरुध**—અરે અસુર ચંડાળ તું બકે છે શું એ વાત;
વદ વિચારી વાણી નહી તો થસે તારી ઘાત.
દઉ બતાવી પ્રાક્રમ મારૂં થા હવે હુશીઆર;
આ ભોગળે કરી, હું પોહોચાડી દઈશ જમદ્વાર.
(ભોગળ કાહાડી સૈન્ય વચે પડવા જાય છે.)

**ओखा**— (તેને અટકાવીને.)

**રાગ ઈન્દ્રસભા.**

નહી નહી નહી પીયુ જાવા દઈશ નહી;
પ્રથમ મારો મુજને પછી જાઓ લડવા તહીં.

**अनीरुध**—જવા દીઓ પ્રીયા મુજને લડવાનું છે મન;
હું ક્ષત્રી થઈને સહન એવાં કેમ કરૂં વચન.

(ઓખાનો હાથ તરછોડીને સૈન્યમાં પડી કેટલાકને મારી નાખેછે તેથી પ્રધાનસહિત કેટલાંક નાશી જાયછે અને અનીરૂધ એકલો ઉભેલોછે.)

**ओखा**—( તેને જોઇને. )

**નામ જાણેકા ન હ્યો યાર**--(એ રાગ.)
મને તો બીક લાગે છે પીયુજી તારી;
માટે જલદી આવ દોડી તું આગળ મારી.—મને.

પીતા મારો થયો એવો દુશમન ન થાએ તેવો;
તેથી કહુંછું પ્યારા તુજને વારી વારી.—મને

**अनीरुध**—ધીરી થાને શીદને બીહે છે તું પ્રીયા મારી;
વારે જલદી આવશે જદુપતી અમારી—ધીરી.
આવશે સેના જ્યારે ભારી જાદવની હીયાં;
ભુજાનું જોર વધ્યું છે તે એ દેશે ઉતારી.—ધીરી.

## પ્રવેશ ૭ મો. રસ્તો.

### बाणासुरसाहित लश्कर गातुं गातुं जाय छे.

**लश्कर**—ગઝલ. લાલે રૂખેશાનમબરા—(એ રાગ.)
ચાલો ચાલો ચાલો આજ, સૌપર જીત મેલવવા કાજ;
જીત મેલવીએ આજને આજ, થાય દુનીયામાં આપણું રાજ.
ખડગ ધનુષ લઇ થાઓ હુશીયાર, દુશમનથી લડવા તૈયાર;
મારી કાપીને કરીએ ઠાર, રાજી રેહેસે આપણો સરદાર.—ચાલો.

## પ્રવેશ ૮ મો. ઓખાનું માળીયું.

**बाणासुर**— (અનીરૂધને જોઇને.)

બેત.

દીસે છે આ કેવો સુંદર સ્વરૂપે જાણે કામ;
લાંછન લાગે કુળને નહી તો દેત કન્યાદાન.

**अनीरुध**—કન્યાદાન મળી ચુકયું શું રાખે અભીમાન;
મળવા કારણ તુજને આવશે હમણા જાન.

**बाणासुर**—અણુસમજુ બકેછ શું તું આવ્યો તારો કાળ;
આ એક બાણુમાં તારા કરીશ હાલ હવાલ.

(બાણુ ચઢાવે છે.)

**अनीरुध**—ખબર નથી તુજને તેથી કરે છે બકબકાટ;
ગરવ તારો કરૂં પુરો જોજે મારો હાથ.

(બાણાસુરના લશ્કરમાં કુદી કેટલાંકનો નાશ કરેછે,
તે જોઈને બાણાસુર નાગપાશથી બાંધી લેછે.)

**ओखा— આહા પુરી ખીલી ચંદા—( એ રાગ. )**

જગતનારે પ્રભુ પ્યારા, સહાય થા દાસને તારા—જગતનારે.
પડે છે દુખ બહુ ભારી, તેથી તેને લે ઉગારી.—જગતનારે.
નાગપાશેથી છે બાંધ્યાં, હશે દુખતા એના સાંધા.—જગતનારે
અરે તું વિશ્વપાલણહાર, પૌત્ર તારાની લે સંભાળ —જગતનારે.

(તેવામાં ગરૂડપર બેઠેલા શ્રીકૃષ્ણ જાદવસહિત અંતરીક્ષથી આવેછે.)

**कृष्ण—** (બાણાસુરને કહે છે.)

બેત.

બાળક સામો દુષ્ટ અરે શું કરે છે પ્રહાર;
લડવું હોય જો તારે તો થા હવે તઇયાર.

**बाणासुर**—પર પુત્રીની ચોરી કરે એવો તુજ કુમાર;
વારવો નહી તેહને પણ ઉલટો લાવ્યો વાર.

**कृष्ण**—વાર લાવ્યા નથી અમે જાન છે નિરધાર;
આવ્યા છઇએ પુત્રવહુને તેડવા આ વાર.

**बाणासुर**—જાન લઈને ભલે આવ્યા કીધું રૂડું કાજ;
પેહેરામણીમાં દઉ હું તમને જમપુરીનું રાજ.

(બાણનો માર ચલાવે છે.)

**कृष्ण**—દુષ્ટ એવા વચન તું બકેછ શું આ વાર;
સહન કરવા બાણ મારા થા હવે તઇયાર.

(તરવાર લઇને સૈન્યનો નાશ કરી બાણાસુરના ચાર હાથ રાખી બાકીના કાપી નાખે છે તેથી બાણાસુર મૂર્છા ખાઇ પડે છે અને થોડીવારે હુશીયાર થઇ મહાદેવની પ્રાર્થના કરે છે તેવામાં મહાદેવ પ્રવેશ કરે છે.)

**महादेव—** (બાણાસુરને.)

બેત.

બોલ વેહેલો દાસ તારૂં કેમ થયું આવું મુખ,
સંભાર્યો શું કામ મુજને શું છે તારે દુઃખ.

**बाणासुर**—અહો ભોળા ઈશ કરો મુજતણી સંભાળ;
આ અહીરપતીએ આવા કીધા મારા હાલ.

**महादेव**—(કૃષ્ણને) બોર ખાધા ભીલડી તણા એજ તારી જાત,
શરમનાવી તુજને કાપતા મુજ સેવકના હાથ.
(કૃષ્ણ સાથે લડે છે તેવામાં બ્રહ્મા અંતરીક્ષથી
બંનેની વચ્ચે આવી પ્રાર્થના કરે છે.)

**ब्रह्मा**— રાગ કેદારો.

બેઉને—પ્રભુ ક્રોધ સમાવો ત્યાંયરે—નમો નમો.
હું તો લાગું બેહુને પાયરે—નમો નમો.
કૃષ્ણને—છો ત્રીભુવનના તમો તાતરે—નમો નમો.
મહાદેવને—કાં આરંભ્યો ઉતપાતરે—નમો નમો.
કૃષ્ણને—તમો બહુ શ્યામાના સંજોગીરે—નમો નમો.
મહાદેવને—ખરે ભીલડીના તમે ભોગીરે—નમો નમો.
કૃષ્ણને—ઓ નિર્દય મામાના મારણરે—નમો નમો.
મહાદેવને—ઓ સસરાના સંહારણરે—નમો નમો.
કૃષ્ણને—પ્રભુ ઉતારીએ હવે ચાપરે—નમો નમો.
મહાદેવને—ભોળા ત્રીશુળ મુકીએ આપરે—નમો નમો.
(બંનેના હથીઆર મુકાવી ભેટાવે છે બંનેને મળેલ જોઇ
બાણાસુર પાસે જઈ બંનેને નમેછે અને બ્રહ્મા,
ઓખા તથા અનીરૂધનો હસ્તમેળાપ કરાવે છે.)

**बाणासुर**—( એક સેવકને. ) બેત.
સેવક વેહેલો દોડ કળાવંતનીને બોલાવ;
ગાયન એક સુંદર આજની ખુશીમાં ગવરાવ.
(સેવક જઇને કળાવંતનીને તેડી લાવે છે.)

**कळावंतनी**— લાવણી.

છુટીરે દુખથી થઇ સુખણી ઓખાબાઇ આ વાર
અરે હાં ઓખાબાઇ આ વાર
સઉપર સહાય થયા કીરતાર,

લગ્ન કરશે ભોળો શંભુ સાથે કામ કુમાર,
અરે હાં સાથે કામ કુમાર,
સઉપર સહાય થયા કીરતાર,
કરે મંડળી હરીશ્ચન્દ્રની અર્જ સઉને આ વાર;
અરે હાં અર્જ સઉને આ વાર,
માને છે સર્વેનો ઉપકાર.

**कळावंतनी—** રાગ હોરી.

ઓખાને સહાય થયા છે, પ્રભુજી ભલા આ વાર—ટેક;
દુખડું દબાયુંને સુખડુરે ખીલ્યું, જીત પામીને અંતે પ્યાર;
શંભુજી સરખા પીતા છે જેનાં, મહીમાનો નહીં પાર—ઓખા
બ્રહ્માએ સ્તુતિ કરીને ભેટાવ્યા, ભોળા સાથે વિશ્વાધાર;
બાણાસુરને નિર્ભય થાપી, સજીવ કીધા લડનાર.—ઓખા.
કરરે જોડીને કરે છે દામોદર, અરજ સઉને આ વાર;
કરવી ક્ષમા છે પ્રયત્નજ પેહેલું, ભુલ ને ચુક લગાર—ઓખા

---

## કરણઘેલાના ખેલમાં ગવાતાં ગાયનો.

### बधां पात्रो संगाथे इश्वर प्रार्थना करे छे.

### જીલ્લા ઝીંઝોટી.

કરીમ રહીમ તું કર કરૂણા—(એ રાગ.)

પતીત તણો પ્રભુ પાલક તું,
પાપ અમાપ તણા પરીતાપે દુખવન્હિમાં બળીએ;
રે શ્રીહરી! કામાદિ ક્રોધ ટાળક તું, પતીતતણો —ટેક.
મોહ, સ્વાર્થ પાપ, તમ, પ્રેર બુદ્ધિ જાય જ્યમ,
થાય જ્ઞાન આભાસ, ઇન્દ્રિયોનો ત્રાસ, ટળી થાય વિનાશ.
શરણાંગત પ્રતિપાળકનું બિરદ અમે તો ધરીયે, રે શ્રીહરી.

### મુતડાં સમશાનમાં ગાય છે.

ધનાશ્રી.

કૃષ્ણ કરો જજમાન—(એ રાગ.)

પાપ ન છુટે જાણુ, સજા વિણુ પાપ ન છુટે જાણુ—ટેક.
કરણી જેવી તેવી ભરણી" શાસ્ત્રનું એ પ્રમાણુ; સજા.
લક્ષ ચોરાશી ફેરો ફેરો, જાણે ન જીવ અજાણુ; સજા.
કરમ પુરવનાં જીવને ઘેરી, કરે તાણાતાણુ; સજા
પોતાનું મુળ પિછાણે જે જન, એજ ચતુર સુજાણુ; સજા

### નગરની સ્રિયો દેવીને મંદીર જતાં ગાય છે.

લાવણી.

સુણો સજન ગણો સત—(એ રાગ.)

ધરો ચરણ ધરણ પર એ'ની તમે જઈએ માતાની ભણી,
સુખકરણ દુખહરણ દેવી તે, ઊજવળ વરણુજ ધણી;—ટેક.
અંબીકા ભવ પાપ, તાપ હારિણી,
મહિષાસુર મારી, સુર સુખકારિણી;
રિઝે તો સુખ, લક્ષ્મિ, શાન્તિદાયિણી,
નિજ ભક્તોને ભવસિંધુ પારતારિણી; ધરો ચરણ.

### દેવીના મંડપમાં રુપસુંદરી બીજી સ્રિયો સાથ ગાય છે.

ગરબો.

અંજની સુત હનુમાન મેરી—(એ રાગ.)

જગતની માતા, દે સુખ શાતા, તુજ ચરણુમાં પડિયેરે,—ટેક.
નારદ, સારદ, ગુણુ ગણે છે, શેષ, મહેષ સૌ ઘડિયેરે, જગત
કૃપારૂપી માજી વૃષ્ટિ કરો નિત, દ્વાર તારે આવી અડિયેરે, જગત.

### રુપસુંદરી માધવને જગાડતાં ગાય છે.

બિભાસ.

વંદુ દિન્ન પતી ઉદિત ઉદાર—(એ રાગ.)

ઉઠો પ્રિય પતી થયું છે સવાર, થયું છે સવાર, પતી થયું છે સવાર—ટેક.

પવન સુવાસિત પુષ્પ કરે છે, મંદ અતિ સુખકાર, ઉઠો.
કમલ સરોવર વિશે વિકાસ્યાં, ભ્રમર છુટયા આ વાર, ઉઠો.
શુક, સારિકા, મયુર, કોકીલા, કરે મધુર ઉચ્ચાર, ઉઠો.
સુર્યના કિરણોએ દોડી વિદાર્યું, કાળું જે અંધકાર, ઉઠો.
રવિને રીઝવવા ધરાએ પે'રી, સાડી સોનેરી સાર, ઉઠો.

## માધવને પરગામ જતો અટકાવવા રૂપસુંદરી કરગરે છે.

### ઠુમરી.

જટામેં પીલે શીરીમેં જાપે—(એ રાગ.)

રૂપસુંદરી—પ્રિય પતી ! છોડીજશો નહી મુંને, મન ગભરાય આજે.
માધવ—વ્હાલિ ! ભિરૂ થવું ઘટે નહી તુંને, નાગરિ જ્ઞાત લાજે.
રૂપ—ખરૂં પણ કાલ જજો નહી રોકું, ડાબી મુજ આંખ ફરકે,
માધવ—ધીરી પડ ધીર ધરી ઓ અધિરી, વૃથા ડરથી તું થરકે.
રૂપ.—સાથે લ્યોજી, નાથ જોડી હાથ યાચું, જેથી દુઃખ થાય દૂર.
માધવ—આવીશ દિન સાત મહીં કહું સાચું, કેશવ ઘર રાખું શૂર.

## રૂપસુંદરી ધણીના વિજોગથી થયેલી હાલત વરણવે છે.

### ગઝલ.

ગમે દુરીશે જી જલતા હે—(એ રાગ.)

પતીવિયોગે મન મારૂં, બાવરૂં થાયે, બાવરૂં થાયે,
અતિ ગભરાઈ મુઝાયે. પતી વિયોગે,—ટેક.
શશી વીણ ચકોર ચિત્તમાં, ચટપટ ઝાઝી થાય,
ચાત્રક સ્વાતિ બિંદુની, વાટ જોઈ અકળાય,
વાટ જોઈ અકળાય, ઘડી યુગ જેવી જણાયે. પતી.
મૃગલી છુટી જુથથી, વચ્છ ગાય વિણ જેમ,
પક્ષિ દાવાનલ વિશે, તરૂણી પતિ વિણ તેમ;
તરૂણી પતિ વિણ તેમ, આંસુથી ચીર ભીંજાયે. પતી.
સર્વેશ્વર સંયોગથી, પતિ વિરહને કાપ,
કદી વિયોગ પડે નહીં, એ વર માગું આપ;
એ વર માગું આપ, જેથી તન તાપ બુઝાયે. પતી.

## रुपसुंदरी करणना मेहेलमां तेना त्रासथी विलाप करे छे.

### કલ્યાણ.

કીસ કદર મેં જો કરૂં યાર—(એ રાગ.)

ધીરજ ધરાય નહી, સુખ શાન્તિ થાય નહીં,
કરૂં શું ને જાણીં કહીં, વિશ્વ ખાવા ધાય છે;
પુરવનાં ફુટયાં પાપ, અમાપ તે આપે તાપ,
આ ભવનો શ્રાપ, પતી વિહૈનો જણાય છે;
સુખ દુખ રૂપ થયું, તન તેજ ઉડી ગયું,
હાડનું પિંજર રહ્યું, ચિત્ત અકળાય છે.

## रुपसुंदरी तेनी दुखदायक हालत जणावे छे.

### ઝીંઝોટી.

દરદ ગમ જાને મન એ શીરી—(એ રાગ.)

જીવું જેનાથી વિશ્વમાં હું, તે પતી વિણ શું ગમે!
પાણીનું જંતુ મીન તે, દુધમાં શી રીતે રમે!
પ્રીતિનો રંગ પકવ જે, મટે ન ધુવો જો તમે.
ચકોરને હજારો સુર્ય, કહો શશી વિના ગમે?

## नगरजनोए गुणसुंदरी तरफ देखाडेली दया.

### બીહાગ.

ગુણસુંદરી સુંદર નાર, સતિ થઇ તજી સંસાર,
તન તાપને બાળી, પતી સાથરે ચાલી. ગુણસુંદરી—ટેક.
ક્ષણભંગુર કાયા સાર, મોહ મમતા ભરી અપાર,
કરી તેનો તીરસ્કાર, નિજ ધર્મ કર્યો સ્વિકાર. ગુણસુંદરી
ભવસાગર કરશે પાર, કરી સફલ મનુષ અવતાર,
ફલ સ્વર્ગનું સુખકાર, જો અચળ પતી પર પ્યાર. ગુણસું.
માટે આપણને આ વાર, જવું સરસ્વતી કિનાર,
આશિષ સતી દુખહાર, શિર કરવી અંગીકાર. ગુણસુંદરી.

## माधव जंगलमां शोक करे छे.

### भैरवी.

કહાં ગયો શેહેજાદા જાની—(એ રાગ.)

હવે દશા શી વિશ્વમાં મારી, ખોઈ નારી એ ઘા દીલ કારીરે. હવે.ટેક
જતાં પ્રવાશે જાણ્યું ન આવી, થશે સંસારની ખ્વારીરે. હવે.
માતે તજ્યો દેહ સુટેક માટે, ધર્મ બજાવ્યો ધીર ધારીરે. હવે.
સ્વર્ગે ગઇ નારી તેની સતી થઈ, જન્મ સફળ જયકારીરે. હવે.
ઘર ઘડીમાં વન થયું મુજ, એ તન દુખ છે ભારીરે હવે.
વન વન ભમતો કરૂં કરણને, વેર રાખું દીલ જારીરે. હવે.

## जात्राळुओ भजन करे छे.

### ધોલ.

આ તન રંગ પતંગ સરીખો—(એ રાગ.)

એક હરીનું નામજ સાચું, અન્ય સકળ છે કાચુંજી,
ધન તનમાં જન ફોગટ નાચે, ભજ હરનીશ પ્રભુ યાચુંજી
માયા, મમતા, મોહ ને આશા, પાશ થકી બંધાયોજી;
ફિરતી આશા મરતાં ન મટશે, શ્વાન પેરે અથડાયોજી;
કોડી કોડી જોડી કીધા કરોડો, દોડી અહિ તહિ પ્રીતેજી,
પાઈ ન પુન્યમહીં ખરચાઇ, મરણુ ધર્યું નહી ચીતેજી;
દ્રવ્ય પદારથ ઈશ્વર માન્યો, પરમારથ નહી જાણ્યોજી,
જપ, તપ વિના અંતે મુઝાયો, કર્મબંધે જકડાયોજી.

## माधव देवीनी स्तुती करे छे.

### ચતરંગ કલ્યાણની.

મા ચતરંગ રસ શણુગાવરી—(એ રાગ.)

સુરંગ અંગી તું બહુચરી, ગાયે છે મૂનીયો,
રૂપછે અનુપ, તારો—આ—સ—રો, સુરંગ—ટેક.
સુંદર ઝર ચીર કોર મઝાની, ત્રીકાળ ધૃત ધુમ,
માનની ગાન તનનનન, માનની ગાન તનનનન;
સાદરથી ગુણીજન માની, માની નીમ, વાણી દીન-
કું તું ધનનનનન; સુરંગ અંગી.

## देवी माधवने उत्तर आपे छे.

મરાઠી ચાલની સાકી.

રે માધવ ! શુણુ સાવધ થઈને શોકસિંધુ તરાવું,
ધિરજ ધર, પરહર નિરાશા, વેર મારગ દરશાવું;
જા દીલ્લી છે યવન રાજા, તેને દુઃખ જણાતું,
તો સરત્તે તુજ કારજ સરશે, લખ્યું વિધીયે આવું.

## जात्रालुओ रातवासो करया पछी भजन ललकारे छे.

કંસાર તાજી મેથીની ભાજી, ખાધી ઝાઝી,—(એ રાગ.)

ઘાટે ઘાટે, જઈશું વાટે, જાત્રા માટે, બહુ થાટે,
ચાલો ચાલો. ઝટ ઝટ ઝટ;
ગંગ પાને ઘટ ઘટ ઘટ, પાપ ફાટે ફટ ફટ ફટ,
સંસારની કટ કટ કટ, મટે ધ્યાને ચટ ચટ ચટ, ઘાટે ઘાટે.

## रुपसुंदरी आत्मघात करवा अगाऊ ईश्वरोपासना करे छे.

રાગ—સીતાના મહીનાનો.

દુખહરતાં દયાળુ દેવ, દુખેથી દબાઇ છું,
નિરાધાર, પરાધીન કાય, જાળે વિંટળાઇ છું;
દશે દિસા ધસે સમશાન, સમી ખાવા મને,
રાત્રિ દીવસ, દિવસ રાત્ર, ચિન્તા લાગી તને;
વિષયી નરનાથને હાથ, પડી હું અનાથ જો,
જગકાર ચઢો મુજ વા'ર ધણી હું લાચાર જો;
વિખુટી છુટી વ્હાલાંની પ્રિત લુટી નસીબે ખરી,
પતિ વિહે અતિ ગતીભંગ, વિનંતી કરૂં હરી.

## एक रजपुत ठाकोर आगळ कंचनी गाय छे.

પિલુનો જીલ્હો.

ધન ધનરે સતીનાર,—(એ રાગ.)

દિન દિન રે પ્રજા પ્યાર, પામો ઝાઝો હો, દિન દિનરે.—ટેક.
રાજનિતીથી નીત વધારો, નવનિત શોભા અપાર. દિન.

ચાર પદારથ સાધો તજીને, અનર્થે વ્યર્થ કુવિકાર. દિન
સાગરનું ધન ભંડારમાં હો, ન્યાય પ્રવાહ વિસ્તાર. દિન.
ગુણીજનોને પોષણ રૂપે, થાઓ સકલ જયકાર. દિન.

## हरपालने जोवाथी एक रजपुतनी छोकरी मोहमां पडेछे

### લૈગ્વીની ગઝલ.

ખ્વાબમેં દેખાહે હમને આજ—(એ રાગ.)

મુખ નિરખીને તે નરનું, વ્યાકુળી તનમાં થઇ,
સ્થિરતા, ધીરતા ભુલી હું, મૂઢ શુન્ય બની ગઈ;
ત્યાથી મારી ચિત્તવૃત્તિ, રે ભ્રમિત બની ગઈ,
કંપું કેમ, કળે ન મુજને, જે હતી તે હું નહીં;
પ્રેમની જ્વાળાથી લાગું, શું કરૂં સુઝતું ન કંઇ,
એકઠી જો થાય આંખો, એજ આશા ઉર મહીં.

## करणनुं लष्कर संग्रामनी तैयारी करतां गाय छे.

### બીહાગ.

ધીરા થાઓ વીરા—(એ રાગ.)

રણાંગણ વિશે રજપુત પુત આવો,
દારૂણ યુદ્ધને માટ, શસ્ત્રે ઝળકાવો. રણાંગણ—ટેક.
રક્ષવા બ્રાહ્મણ ગાય, કોદંડ કોડેથી સાય,
ધર્મ ક્ષત્રિનો ગણાય, ધજા ફરકાવો. રણાંગણ.
તોપ, બંદુક ને તીર, ભાલા, બરછી, ઝંઝીર,
સાંગ, ફરસી, કટાર, અસી લટકાવો. રણાંગણ.
મરવું મારવું સાર, આ પાર કે પેલે પાર,
જીતે જયજયકાર, નોબત ગગડાવો. રણાંગણ.

## अल्लाउदीननुं लश्कर कुच करतां गाय छे.

### રાગ—એક અંગ્રેજી ગાયનને મળતો.

હમ ટુકડે ટુકડે કરકે દુશ્મનકો રગડેંગે આન,
હમ પાસે સોગ કાફરોકું, માર કરે સમસાન. હમ.—ટેક

હમ ડરતે નહી ઔર કરતે, જખ્મ ખંજરસેં મેદાન,
હમ જંગ મચાવે રંગ, ઉડાવે ગભરાવે કુફ્રાન–હમ.

## करणनुं लष्कर लढाईपर कुच करतां गाय छे.

### ગઝલ.

પડા ફીસ લિયે લાહોલ કિયા હમપેં—(એ રાગ.)

ચોંપે ચલાવો ચરણ, ટેક ક્ષત્રીનો ધરી,
પાયે અમર નામ જેથી, વાત એ ખરી. ચોંપે.—ટેક.
મલેચ્છ આવ્યા દેશમાં, લડાઇને વરી,
નસાડો મારી તેમનાં, હથીયારને હરી. ચોંપે.
રજપુત નામ આપણું, ન ઝાંખું થાય જરી,
ઘટે ભુમીને રક્ષવી, સંગ્રામમાં મરી. ચોંપે.

## अल्लाउदीननुं लष्कर लढाईपर चढतां गाय छे.

### એક અંગ્રેજી રાહ.

જાતે હમ જરૂર, બનકે ચકચુર, પેહલવાંન, પેહલવાંન.
શીપાઇ હો બહાદુર, ઓ ફીર ફીર ફીર ફીરતાર. (બેવાર.)
ભાલેહે, ભાલેહે, ભાલે હેશમશીર! ઓ ફીર ફીર ફીર ફીરતાર
દુશ્મનો કે દમ, કોઇ કરે જખમ, જાયગે અબ.
જાયગે અબ, સબી મીલકે હમ, ઓ ફીર ફીર ફીર ફીરતાર.

## अल्लाउदीननुं लष्कर विजयी थइ शेहेरमां प्रवेश करतां गाय छे.

### "ઓસીંગ ઉવીનાઉ રાઈટ ચેરીલી."

માલકકી ફ્જલસે ફ્તેહ પાયે, દુશમનકો માર ભગવાયે,
શોહરાએ પોહોચા ફ્લ્ક, શર કીયા અપની ફોજે ગુજરાત
મુલ્ક, ગુજરાત મુલ્ક, ગુજરાત મુલ્ક, આબાદ ખુશનુમા,
ગુજરાત મુલ્ક, હુરે! હુરે!!
ફોજ અપનીકુ હે શ્યાબાસી, દુશમનકી હુઇ સત્યાનાસી,
હસ્તી હુઇ સારી ખલ્ક, શર કિયા અપની.

## चोरो लुटनी शोध करतां गाय छे.

શુનીએ જનાબ હાલ કહાતો,—(એ રાગ.)

૧ લો ચોર—શોધો સંભાલ રાખીને શીકાર સોબતી,
૨ જો ચોર—નાયક રીઝાશે આપણો, જરૂર તે થકી; શોધો.—ટેક
૩ જો ચોર—સરદાર છે હરામ, લુટ સર્વે ખાય છે,
૧ લો ચોર—તારા ડોળાથી ઝેરીલા, દેખાતું શું નથી ? શોધો.
૪ થો ચોર—ધંધો અમારો ચોરીનો. ચોરો ગણાઈયે,
૨ જો ચોર—વનમાં અમારૂં રાજ્ય, બિક કોઈની તો નથી. શોધો.
૧ લો ચોર—વાતોમાં રાત વહી જશે, છે હાણ તેથકી,
૨ જો ચોર—સુઝે ન જવું ક્યાં હવે, ચાલો આ બાજુથી. શોધો.

## देवलदेवी विरह वेदनामां प्रिती जणावे छे.

ગરબી.

કામણ દીસે છે અલબેલા તારી—(એ રાગ.)

મનગમતા, માનીતા મુજને શું કર્યું રે, મુજને શું કર્યું રે,
મનડું તેં હર્યું રે, મનગમતા માનીતા.—ટેક.
તન, મન, ધન અરપણ કરી બેઠી,
પ્રિતી ચટકાથી ચિતડું રહે ના ઠર્યું રે. મનગમતા.
તલસે નયન તુજ દરશણ માટે,
આ કાલજડું કુદે છે જાયે ના ધર્યું રે. મનગમતા.
પ્રાણજીવન અંતર ગત પ્રિછી,
પરણો દાસીને મન તો દ્રષ્ટિથી છે વર્યું રે. મનગમતા.

## शंकळदेव तथा देवळदेवी ईश्वरी साक्षी राखी गंधर्व लग्नथी वरे छे.

ગીતી.

સાક્ષી સહુનો ભર્તા, રાખીને લગ્ન આજ આદરિયે,
સુખ, શાન્તિમાં રાખો, ઈશ્વર અમને, વધૂ ન કરગરિયે.

## દેવલદેવી પોતાના પીતા કરણના પ્રેતની નજીક બેસી આત્મઘાત* કરવા અગાઉ દુઃખ જણાવે છે.

અબ આખરીકો સબ્જ પરીકા સલામ હે—(એ રાગ.)

આ કર્મ કેરી વાત, કોઇથી ન તે કળે,
અગ્નિવિના આ ખોળીજી, ઉભું અરે બળે. આ કર્મ.—ટેક.
થવાનું ભુંડું હોય તો, ન સુમતી મળે,
અભાગી પ્રાણી દેખતાં, કાંટા ભણી વળે. આ કર્મકેરી.
ધરમ, ધ્યાન, સત્ય, વિષય કીટથી ચળે.
હવે શો શોક? શોકથી ગયું ન તે મળે. આ કર્મકેરી.
પાપના કુઝાડે ફળ, દુખનાં ફળે,
કરો ઉપાય કોટી, ચાખવાં ન તે ટળે. આ કર્મકેરી.
અરે ઓ દુખી જીવ, મોતથી વૃથા છળે,
થા તૈયાર પ્રાણ! પેટ શસ્ત્રને ગળે. આ કર્મકેરી.

* ખરી વાત તો એ છે કે, દેવલદેવીને મુસલમાનો દીલ્હી લઈ ગયા છે અને ત્યાં તેની મરજી વિરૂદ્ધ ખીજરખાં સાથે પરણાવી છે. પણ જેણે આ નાટકનો ગદ્ય ભાગ લખ્યો છે, તેણે ઇતિહાસને બાજુ પર મુકી ઉપર જણાવેલી ઊંધી કલ્પના કરી છે. આથી કવિતા રચનારને પણ ગાંડાના ગામમાં નિરૂપાયે ગાંડા થવાની જરૂર પડી છે.



# સદેવંત સાવલીંગાનો ગાયનરૂપી નાટક.

## નાટક પાત્ર.

સદેવંત... ... ... ...કનકાપુરીનો રાજા.
સાવલીંગા ... ... ...કનકાપુરીના નગરશેઠની પુત્રી.
ભાભી... ... ... ...સાવલીંગાની.
વીરમદે. ... ... ...પારાસુર ગામનો રાજા.
રૂપાસા... ... ... ...પારાસુર ગામનો નગરશેઠ.

(જોગી મેહેતાજી, છોકરાઓ, દરબારીઓ,
સીપાઈઓ. દાસ, દાસી, સાહેલીઓ, વગેરે.)

---

## પ્રવેશ ૧ લો.

(સાવલીંગાના મેહેલમાં જવાના રસ્તાપર એક જોગી પ્રવેશ કરે છે.)

જોગી— [નાથ કેસે ગજકો બંદ છુડાયો—એ રાગ.]

પ્રભુ તોરે નામકી લેહે મોહે લાગી, છોડ દુનીયા ભયા હું મેં ત્યાગી-ટેક.
માતા પીતા સુત બંધવ હએ સબ, માયાકે અનુરાગી;
છોડ દીઓ હે પ્રપંચ એ મનસે, ભક્તિ લેત તોરી માગી—પ્રભુ.
ગલી ગલી જાત હું અલેક જગાવન, ભીક્ષા દેત સુભાગી;
સો ભીક્ષા હમ દેત ગુરૂકું, જો સિદ્ધ હે બડે ત્યાગી.—પ્રભુ.

(મેહેલના દ્વાર પાસે આવી ભીક્ષા માગેછે.)

સાવલીંગા—(બારીમાંથી.)

[આજ કહાન મોહે લીનો બાંસરી બજાઈ—એ રાહ.]

જલદી લે બાવાજી લોટ આપું તને પ્રીતથી;
આપું તને પ્રીતથી કે કુળ મારાની રીતથી.—ટેક.
મુખ મારૂં આજ સુધી કોઇએ દીઠું નથી,
તે મુખ હું ધર્મ અર્થે ઢાંકતી નકી નથી.—જલદી,

(જોગી સામું જોતાંજ મુરછીત થઇ પડે છે.)

**ભાભી**—(આવીને)

[ન કર કસદ અયે દેવ બેદાદકા—એ રાગ.]

અરે નણુદી આ શું કીધું બુરૂં કામ?
જીવતો, તો હમણાં થયું, કેમ આમ?
રહી ઘર પીતાને શું હત્યા કરે?
પલમાં સજીવ એ શી રીતે મરે?

**સાવલીંગા**—મેરે માર્યો હોય તો હું મરૂં;
મુવો એ આપે તેને હું શું કરૂં;
બુરી ભાભી આવું શું બોલે કરૂર;
જોઇ આંખ ફાટી મુવો એ જરૂર,

(જોગીના મોં ઉપર પાણી છાંટે છે, એટલે તે સાવધ થાય છે.)

**સાવલીંગા**—[તુજે હે શોખ મીલનેકા—એ રાહ.]

અરે બાવા તું લે ભીક્ષા, લેઇને માર્ગે તારે જા;
શરમ નહી તુજને થાયે, થઈ બાવોને મોહાયે.

**જોગી**—ભીક્ષા મેં માંગતા એસી, નહી ખુબસુર્તિ તુજ જેસી;
કહ્યા જોગીકા ઇતના માન, તેરે જોબનકા દે મોય દાન.

**સાવલીંગા**—પીટયા એવું તું શું બોલે, બોલતાં બોલ નહીં તોલે
કહીશ જો બાપને મારા, બુરા થશે હાલ તો તારા

**જોગી**—બાત નહીં સુનતી મેરી, ફજેતી મેં કરૂં તેરી;
સદેવંતકુ ચેતાવું જાય, જુલમસેં ઓ કરેગા ન્યાય.

(જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રસ્તો.

(સદેવંત ને જોગી પ્રવેશ કરે છે. જોગી ગુસ્સામાંજ માલમ પડે છે.)

**સદેવંત**—[જોગીને] જમેસ્તાનમે કુચ એસા ખીલતા—એ રાહ.

અરે બાવાજી તું ફરે કેમ ઉદાસ?
મારા રાજમાં કોણે કીધો નીરાશ?

બોલ જલદી કહે કોણે દીધુંરે દુઃખ?
થયું કેમ જોગીનું નિસ્તેજ મુખ?

જોગી— [અરે લાલદેવ ઈસ તરફ જલ્દ આ—એ રાગ.]
ગયા ભીક્ષાકું નગ્ર મેં આપકા;
વાં દેખા મેને એક દુજા ચંદ્રમા;
મૃગ લોચની થી ખડી કામની;
ન ભુતલમેં એસી મીલે ભામની;
ન પત્ની એસી તેરે રંગ મેહેલમે;
સચી અપ્સરા આઇ ઓ સ્વર્ગસે!
ખુબી ઉનકી મુખસે એ કેસે કહે!
અરે કોન ઉનકે નયનશર સહે!
ગયા થા મેં ભીક્ષાકું આજ ઉનકી પાસ;
સુંદર દેખકે મુખ હુવા મેં નીરાશ.
નગર શેઠકી લડકી ઓ સાવલીંગા;
સફલ કર તેરા જન્મ મિલ ઉન્કુ જા.
(જોગી જાય છે.)

સદેવંત— [બોહોત તેરા ચમકત જેસા તુર—એ રાગ.]
પ્યારી નામ સાંભળી થયો છું ઉદાસ.—ટેક.
દીઠા વીના તુજને ઓ પ્યારી, પામ્યો છું મોહ પાશ.—પ્યારી.
શોધ કરી વેગે મેળવું તુજને, ન મળે થાઊં નીરાશ—પ્યારી.
અદીઠ પ્રીયાએ કાળજું કોરયું, શોધું હું તેનો અવાસ.—પ્યારી.

---

## પ્રવેશ ૩ જો. માતાના મંદીર આગળ ચોક.

(સાવલીંગા સાહેલીઓ સાથે આવી ગરબો ગાય છે, ને સદેવંત ગુપ્ત આવી સાંભળે છે.)

સાવલીંગા— ગરબો.

[જાની ભુધર રંગ ભરેલા, અથવા રઘુપતિ રામ હૃદયમાં.-એ રાગ.]
આવો બેની ગીત ગાઈએ પ્રીતેરે, અતી આનંદ ઉપજે એ રીતે—આ.

શુભ ઓછવનો દીન આજેરે, તેથી વાજીંત્ર રૂડાં વાજેરે;
જ્યમ ગગનમાં મેઘજ ગાજે.—આવો બેની.
આપો તાલી અતી ઉમંગેરે, જેથી રાગ ચડે પુર રંગેરે;
તો આનંદ માશે ન અંગે.—આવો બેની.
પગ મુકી તાલથી ચાલોરે, પુર રાગના રંગમાં મહાલોરે;
મૃગ પેરે ફરી લીયો હાળો.—આવો બેની. (સાહેલીઓ જાય છે.)

**સદેવંત**—(સાવલીંગાને અટકાવીને.)

(એરકોમે તેરે કોહેગમ—એ રાગ.)

પટ ઘુંઘટનો ખોલતું, ઘુંઘટડે મુજ મન વસ્યું,
ચંદ્રવદની બોલ તું નેત્ર કટાક્ષે મન ફસ્યું—ટેક.
વરણવ તારો સાંભળી ઘાયલ મન થયું તહીં,
રખડી થાકયો શેહેરમાં જોઈ પ્રીયાને મન હસ્યું—પટ.

સાવલીંગા— (કયા બોહોત દીનસે અયે સનમ—એ રાગ.)

કેમ ખોલું પ્રીતમ ઘુંઘટો, કેટલાક ઘુંઘટે ખુવાર થ્યા,
ખોઈ શુદ્ધબુદ્ધ શરીરની, મુજ નેત્રે હાલ હવાલ થ્યા—ટેક.
હું રંક જાત વણીકની, તમે કુંવર મોટા રાજના,
શું લાભ ખોલે ઘુંઘટો, મુજ મુખ જોયે સાંજના.—કેમ.

**સદેવંત**—વચન આપું તુજને તુજવિના કો પરણું નહીં,
જો ના કહીશ તું મુજને તો કટાર ખાઇ મરૂં અહીં.

સાવ.— અકળાઇને તમે એટલા નહીં થાઓ વશ બહુ રીસને,
કુરબાન તુજપરથી કરૂં કંઇ વણીક લાખ દસ વીસને-કેમ.
ઉમેદ હોય જો તુજને વરવા તણી મને વાલમાં,
ફરી બેસ ભણવા સાથ મારી આવીને નિશાળમાં—કેમ.

**સદેવંત**—[બેદાદ મુજે યાદ હે વલાહ તુમારી—એ રાગ.]

સુંદરી થાયો આધીન મરજીને તારી;
અનેક સંકટ સહીને પણ કરીશ તને મારી.—ટેક.
પિતા જો મારો કે તારો લગ્નમાં નાખે વીઘન ;
હજારો વીઘન વીતે પણ ન મુકું વીસારી.—સુંદરી.

સાવલીંગા— [કલ્યાણ રાગની સાખી.]
પ્રીતમ તારી પ્રીત ન વરણી જાય,
લગ્ન આપણાં ગુપ્ત રીતે બને એવો કરવો ઉપાય—ટેક.
નિશાળે જવા તણી, કરીએ છાના લગન,
મોજ કરો મન માનતી, પછી થઈને મગન—પ્રીતમ.
વખત થયો મુજને ઘણો, તેથી જાઉં હું હાલ,
વાલમ વેહેલા આવજો પ્રીતેથી નિશાળ.—પ્રીતમ.
સદેવંત— પ્યારી ઇચ્છા તુજતણી, પૂરણ કરવા કાજ,
બેસીશ હું નિશાળમાં, છોડી પાઠ ને સાજ.—પ્રીતમ.

---

## પ્રવેશ ૪ થો. એક નિશાળ.

(છોકરાઓ નિશાળમાં બેઠેલા દેખાય છે કેટલાક રમે છે, કેટલાક વાંચે છે, એવામાં સાવલીંગા પ્રવેશ કરે છે.)

સાવલીંગા—(સ્વગત) રાગ સોરઠ.

[મારૂજી ચાંદની રાત—એ રાગ.]

પ્રીતમજી કેમ લાગી બહુવાર, આવને વેગે હૈયાના હાર—ટેક.
આપે કહ્યું તું પ્રીતે એવું મુજને, "પ્યારી વેહેલી આવજે નિશાળ"-પ્રી.
આપવિના આવી ઉભીછું એકલી, બપૈયા સમ કરતિ પુકાર—પ્રી.
જળવિના જેમ મચ્છ ન જીવે, તેમ તુજવિના હું આ વાર—પ્રી.

[મોહનરસીયા આયે બગીયામેં—એ રાગ.]

પ્રીતમવિના કેવી શોભે પ્યારી, ચન્દ્રવિના જેવી રાતડલી—ટેક.
સેહે લગાડી પેહેલાં પ્રીતની, પછે ન કરવી ઘાતલડી.—પ્રીતમ.
હુંતો જીવું છું આપ આધારે, તજીને મારી જાતડલી.—પ્રીતમ.
માટે રસીલા આવીને જલદી, પાળ તું તારી વાતડલી.—પ્રીતમ.

(છોકરાઓ ગાય છે,)

[ કંગનવા મોરા કરસે સરક ગયોરે—એ રાગ. ]

બધા સાથે—છોકરાઓ આવો છાપ કાંટે રમીએ આજેરે.
૧ છોકરો—મેહેતાજી ગયા છે બાહારે.

**૨ છોકરો**—બહુ મજા પડશે ત્યારે.

**બધા સાથે**—છોકરાઓ આવો છાપ કાંટે રમીએ આજેરે.

**વડો નિશાળીઓ**—મેહેતાજી જો આવેરે, સોટીથી ફટકાવેરે.

**૧ છોકરો**—બ્હીકણનો તું છે કાકો,

**૨ છોકરો**—નહીં અમ જેવો તું પાકો.

**૧ તથા ૨ છોકરો**—ઘીસો એને ખોડ આડી દમવા કાજેરે. છો.

(વડાને મારે છે.)

**૩ તથા ૪ છોકરો**—(વચમાં પડીને.)—બસ બસ માર્યો છે બહુરે,

**૧ છોકરો**—ઠીકજ એ થયું સહુરે,

**વડો નિશાળીઓ**—મેહેતાજીને સંધું કહીશ,

**૨ છોકરો**—તો શીક્ષા તુજને દઈશ. (મેહેતાજી પ્રવેશ કરે છે.)

**મેહેતાજી**—માટે સોટીની સખત તુજને શીક્ષા છાજેરે.—છો.

**મેહેતાજી**— (**ઈન્દ્ર સભાનો રાગ.**)

ઉઠોને છોકરાઓ જલદી આળસુ ન થાઓ,
શીખ્યા હોય જે કાલનો તે પાઠ કરી જાઓ.

**છોકરા**—એકડે એક મેહેતાજીની ટેક દોડીયા ઉપર સાચી
ન આપે તો કાચી.

**મેહેતાજી**—ચુકયો તું આ વાર સોટી, મારૂં હું બે ચાર, (મારે છે.)
વડા નિશાળીઆ બોલ તને, કેમ લાગી બહુ વાર;

**છોકરાઓ**—સાંભળો મેહેતાજી તમને, કહું છું સાચી વાત,
તેડવા ગયો તો આ છોકરાને, મારી મુજને લાત.

**મેહેતાજી**—બોલ લુચ્ચા છોકરા તેં, કેમ મારી એને લાત;
પગ અંગુઠા પકડીને, ઉભો રે' મીનીટ સાત.

**છોકરાઓ**—દાદી મારી મરી ગઈ, તેથી ગયો મશાણ;
ગોટી રમતાં એને દીઠો, એ ચાડીઆને જાણ.

**મેહેતાજી**—નિશાળ તુજને સોંપીને, ગયો તો હું બહાર;
પછવાડે મસ્તી કીધી, ઉઠ બેસ કર હજાર.

**છોકરો**— મરી ગયો મેહેતાજી, ઉઠ બેસ કરી હજાર;
માટે હવે રજા આપો, લગાડો ન વાર.

(સદેવંત પ્રવેશ કરેછે)

સદેવંત—(સ્વગત)

[ગરહમને દીલ સનમકુ દીયા—એ રાગ.]
સત્વર આવી બેઠી છે ત્યાં સુંદર મુજ પ્રિયા,
આપ્યું તે વચન પાળી કરવા લગ્નની ક્રિયા.—ટેક.
ગુરૂને મેં મોકલ્યો છે સામગ્રી લેવા,
ગાંધર્વ લગ્ન કરવાં છે, આજે નિશાળમાં.—સત્વર.
કાર્ય મારૂં પુરૂં કરવા કરૂં એક ઉપાય,
યુક્તિએ કાહાડું સર્વને, એકે ન રહે ત્યાં.—સત્વર.

સદેવંત—(મેહેતાજીને) રાગ હોરી.

[ ફાગનકે દીન ચાર સખીરી—એ રાગ.]
આજ સીધું દેવાને કાજ, ગુરૂજી માતાએ મારી બોલાવ્યા છે પ્રીતે-ટેક.
વ્રત આંદ્રાએણ ઉજવ્યું તેથી, ઘોડો દેવો સહિત સાજ.—ગુરૂજી.
વેગે મોકલજો એવું કહ્યું મુજને, માટે પોંહોચોને મહારાજ.—ગુ.

મેહેતાજી— [ રાત ન સારી આજ નીંદ—એ રાહ.]
જાઊંછું કુંવરજી હું જલદી તમારે ઘેર,
મસ્તી ન કરે છોકરા સંભાળજો તે પેર. (જાય છે.)

સદેવંત—સાંભળો છોકરાઓ તમને ખુશી કરવા કાજ,
ઇચ્છું એવું મન થકી કે, છુટી આપું આજ.
બ્હીક તમે ન રાખશો, મેહેતાજીની લગાર,
જે કેહેશે એ તમને તેનો, જવાબ હું દેનાર.
(છોકરાઓ જાય છે.)

સાવલીંગા— ( સદેવંતની પાસે આવીને.)

[શાદીએ જુલ્વએ ગુલફામ મુબારક હોવે—એ રાગ.]
હતી ઉમેદ મન વિષે, તે પુરી કીધી ઇશ્વરે,
દરશન વિના પ્રીતમ તારા, દિલડું તો ઝુરી મરે.—ટેક.
અંતરમાં છે તલખના સદેવંત તારા નામની,
પરણું સાથે તારી જો, હઇડું મારૂં તો ઠરે.—હતી.
વાલમ તમે કહ્યું હતું, હું તેડી લાવીશ ગોરને,

કરશું લગ્ન નિશાળમાં ધરી પ્રેમ અંતરે.—હતી.
હજી ન ગોર આવીઓ, વખ્ત નિકળી ગયો ઘણો,
આવી કોઇ દેખશે તો, અર્થ એક નહીં સરે.—હતી.
**સદેવંત**—ધીરજ તું ધર મનમાં જરા, ગોર હમણા આવશે,
વીધી ગાંધર્વ લગ્નની, પરણાવશે જલદી ખરે.—હતી.
(કાંણીઓ નિશાળીઓ પ્રવેશ કરે છે.)
**સાવલીંગા**—કાંણીઓ આવે છે લુચ્ચો, વાત કરશે ગુરૂ કને;
ચેતે પિતા જો માહેરો, તો લગ્નમાં વિઘન પડે.—હતી
(સદેવંત કાંણીઆને મારે છે; કાંણીઓ નાસી જાય છે; સદેવંત તેની પાછલ જાય છે; સાવલીંગા નિરાશ થઇ પોતાને ઘેર જાય છે.)

---

## પ્રવેશ ૫ મો. સદેવંતનો મેહેલ.

**સદેવંત**—(ઉદાસ થઈને.) બેત.

ઓ દૈવ ! ઓ દૈવ ! શું કહું તુજને,
શું પ્રીયા વિયોગે રખડાવીશ મુજને.
મુજને દુખી કરવા શું માંડ્યો છે ઈલાજ,
મારે બોલ, તેં શા માટે આપ્યું મોટું રાજ.
એવો અપરાધ મે શો કીધો તારો,
પાડેછ. વછવો મુજ પ્રીયાથી મારો.
ખરા અંતઃકરણથી હું ચાહું છું જેને,
બ્હીકણ વાણીઆઓ શું લઇ જશે તેને.
ઓ દયાળુ દાતાર આ કેવો તારો ન્યાય,
કરતાં દુખી અમને નથી આવતી દયા.
કાલેજ પરણનાર હતી સાથે મારી,
તેને શું પરણશે કંજુસ વેપારી.
સાવલીંગા, સાવલીંગા, તુજવિના ફરવું,
હજાર ગણું સારૂં છે તેથી મરવું.
(એક દાસી કાગળ આપી જાય છે.)

શું હશે એમાં ? કેમ લાવી લ્યાં ?
શું મુજ પ્રિયાની લખેલી આ પ્રેમ પત્રીકા !
ઓ ઉમેદ, ઉમેદ, તું બચાવેછે ઉમેદ !
વાંચું આ કાગળ કે પામું કાંઇ ભેદ. ( વાંચે છે. )

રાગ હોરી.

પ્રીતમ વેહલા આવજો રાતે, માતાને મંદીર સાર.—ટેક.
આપ વિયોગે ઝુરી હું મરૂં છું, નહીં કોઈ બચાવનાર;
તેથી અરજ સુણી તું દાસીની, મળવા થાજે તૈયાર.—પ્રીતમ.
મુજ પિતાને જાહેર થયું સર્વે, બીના બની જે નીશાળ;
રાંણીએ કાળ મુખે કહી દીધું, વીતી આપણી સાર.—પ્રીતમ.
સંધ્યાકાળે સાથે લઈને સામગ્રી, ગાંધર્વ લગનની, સાર;
ફેરા ફરી લેશું આપણે એકલા, પછે ન ચિંતા લગાર.—પ્રીતમ.
( વાંચ્યાં પછી. )

[ શુદ્ધ લાગ રહી તોરે આઠ પહર—એ રાગ. ]

તુજ કારણ હું પ્રીય આવું તહીં,
ફરૂં જોગી થઇ જો મળે તું નહીં—ટેક.
કરી લગ્ન તીઆં આજ આપણનાં,
પછી પાનજ પ્રીતીનું કરવું સહી.—તુજ.
છે ઉમેદ પ્રિયાને જે મળવા તણી,
પ્રભુ પાર ઉતાર તે સહાય થઇ.—તુજ.

---

## પ્રવેશ ૬ ઠો. ગામનું પાદર.

( સાવલીંગા માતાની પુજા કરવા જાય છે. )

**સાવલીંગા**—[ હમૂકુ છાંડ ચલે બન માધુ.—એ રાગ. ]
પ્રીતમજીને મારે મળવાને જાવું, મન આનંદિત કરવાનેરે.—ટેક.
ઘણારે દિવસના નેત્ર વિયોગીને, દરશનનું પાન કરવાનેરે;
મનરે મોહનથી મારા લગ્નરે આજે, હેતેથી આદરવાનેરે.—પ્રીત.

સહાય પ્રભુ આજ કરજે અમારી, અદકા વીઘ્ન નડે અમનેરે;
તેથી તું તારીને આજ દયાળુ, અર્થ દેજે અમ સરવેનેરે.—પ્રીત.
માત પિતા થયા વેરી અમારાં, લગ્ન ખુશીથી ન કરવા દિયેરે;
પોતાને ગમે તેની સાથે પરણાવે, જન્મસુધી નાખે દુઃખ દરિયેરે-પ્રી.
લાભ ન જુવે પુત્ર કે પુત્રીનો, નામ ને પૈસામાં જઇને મરેરે;
બુઢો, કાણો, હોય લુલો કે લંગડો, ખીસાં પોતાનાં ભરવાનેરે.-પ્રીત.
તેવી વિપત આવી પડી મુજ ઉપરે, અણગમતાથી વરવાનેરે;
મુજ મન માન્યું સદેવંત સાથે, લગ્ન હેતેથી કરવાનેરે.—પ્રીતમજી.
તેથી મેં નિશ્ચે કીધો મરવાનો, દાસીએ ન દીધી મરવાનેરે;
મુજરે વેશે રૂપાશાને તે પરણી, સુખણી મુજને કરવાનેરે.—પ્રીત.

( જાય છે. )

---

## પ્રવેશ ૭ મો. માતાનું મંદીર.

( સદેવંત આવી ઘુંટણભર બેસીને માતાની પ્રાર્થના કરે છે. )

સદેવંત—[ ગુલ ચમનમે બીછુ છુપા બડા ઝેરી હયે—એ રાગ.]

કરી પ્રાર્થના માગું તુજ પાસ માતાજી આજે;
થાય મુજ પ્રિયાથી મેલાપ સહાય તું થાજે.
સહ્યું ઘણા દિવસથી દુઃખ વિયોગનું ભારી;
બળી છાતી થઈ છે રાખ કામજ્વરે કારી.
કરીએ તૈયારી કરવા જ્યારે લગ્ન;
અણચિંતવ્યું તેમાંહી આવી પડે વિઘ્ન.
તેથી મેહેર કરી, ઓ માત પૂર હવે આશા,
જશે હવે તો જીવ થાય જો નિરાશા.

(અંદરથી દરવાજો બંધ કરી સુઈ જાયછે. સાવલીંગા પ્રવેશ કરી મંદિરના દ્વાર ઠોકે છે, પણ કોઇ જવાબ આપતું નથી એટલે.)

સાવલીંગા—[મોહોલે પધારો મહારાજ માણીગર.—એ રાગ.]

વેહેલા ઉઘાડો ને દ્વાર, સદેવંત વેહેલા ઉઘાડો;

એકલી બીહું છું હું બહાર, સદેવંત વેહેલા ઉઘાડો;
માટે લગાડો ન વાર, સદેવંત વેહેલા ઉઘાડો.—ટેક.
છે મનથી તુજ મશકરી, જીવન મારો જાય;
ઉભી રહું ત્યાં એકલી, તેમ તેમ હૃદય ચીરાય.—સદેવંત.
માત, પિતા મેં પર હર્યા, તજી નાત ને જાત;
તમ અર્થે બની ઘેલડી, આવી માજમ રાત.—સદેવંત.
હવે હદ થઈ વાલમાં, દરશન ઝટ ઘો આપ;
શક્તિ સહન કરવા નથી, તમ વિયોગનો તાપ.—સદેવંત.

(આસપાસ કોઈ નજરે પડતું નથી, તેથી દેવલની ઉપરના ભાગેથી અંદર પ્રવેશ કરે છે. બારણું ઉઘાડી નાખેછે. સદેવંતને નિદ્રાવશ જોઈ તેને જગાડવાની તજવીજ કરેછે, પણ તે જ્યારે જાંગ્યો નહીં ત્યારે નિરાશ થઈ સદેવંતનું મસ્તક પોતાના ખોળામાં લઈ, માતાની સ્તુતિ કરે છે.)

સાવલીંગા— લલીત છંદ.

અરર અંબિકા માત માહરી, હરખની ભરી આવિતી ખરી,
ક્યમ નિરાશ તેં મુજને કરી, દીનશિશુ પ્યા ચીત્તના ધરી;
પ્રિતમ ઘોર ઊંઘે અહીં પડ્યો, પ્રિય વિયોગ તો કર્મમાં જડ્યો,
જગતમાં નહીં જાગતો જરી, દુખણી માવડી શું મને કરી.

(સદેવંતને.)

પ્રિતમ દાસિથી શું રિસાવિઆ, ઉદક નેણમાં સાથ આવિઆ;
હૃદય તો બળે છે વિયોગથી, નિરખ દાસિને પ્રાણ પ્રેમથી.

ભેરવીની ગજલ.

હું જાઊં તજી પ્યારા, મુજ પ્રાણ ત્યાંરે;
મુજ પ્રાણ ત્યાંરે, મુજ પ્રાણ ત્યાંરે—ટેક.
કાલે જવું જોશે, સાસરે મારે;
તેથી વેગે વાંચી પ્યારા, આવ ત્યાંરે.—હું જાઊં.

(તેની હથેલીમાં કાંઈ લખી, નિરાશ થઈને જાય છે. સદેવંત જાગેછે, અને સાવલીંગાને જોઈ નહી એટલે)

સદેવંત— બેત.

પ્રિયા પ્રિયા, તું કેમ આવી નહીં,
વ્યોગથી તારે બળી મરૂં હું અહીં.
કેમ ભુલી તું તારૂં આપેલું વચન,
બળી, બળી રાખ થાય મારૂં તન.
ક્યાં શોધું, ક્યાં દેખું મુજ મનને જીતનાર;
દેખાવ દે, દેખાવ, નહીં તો મરીશ આ વાર.

(અકસ્માત પોતાના હાથઉપર નજર પડે છે.)

અરે! કોણે લખી ભર્યોછ મારો હાથ,
શું પ્રિયાએ આવી કીધોછ વલોપાત? (વાંચે છે.)
"સદેવંત, સદેવંત તુજ પાસ આવી હું,
જગાડ્યો ઘણો પણ જાગ્યો નહીં તું.
જેવી ઉમેદથી આવી 'તી તુજ પાસ,
તેવીજ જતી વખતે થઇ છું નિરાશ.
લગ્ન જે સાથે હતાં મારાં થનાર,
તે સાથે મેં પરણાવી એક દાસી હુશીઆર.
તો પણ જવું જોઇએ સાસરે કાલે,
નાઉમેદ દુઃખી દિલ, ખુરે હવાલે.
જોઇશ હું જરૂર એક માસ તારી વાટ,
નહી આવશે જો તું તો કરીશ આપઘાત."

( વાંચી રહ્યા પછી ગુસ્સામાં. )

ઓ ગાંધી ઓ ગાંધી આપી ગોળી કેવી બસ,
માંગી મેં જાગરણની, તો કર્યો નિદ્રાવશ.
હા! ઉમેદ હતી કરવા પ્રિયાથી મુલાકાત,
તેમાંથી પાડી વછવો કીધો મારો ઘાત.
ઓ સાવલીંગા. સાવલીંગા, ન આપું તુજને છેહ,
મેળવીશ તુજને હું, કે પાડીશ મારી દેહ.

( જોગી થઇને તેની શોધમાં જાય છે. )

## પ્રવેશ ૮ મો. જંગલ.

સદેવંત— ( જોગીને વેશે ફરે છે. )

[ મત કર માન ગુમાન—એ રાગ. ]

પ્રભુ કર મારી સહાય, પ્રીયાવિના દુઃખી ખરો હું—ટેક.
કામરે જ્વરથી બળી હું મરૂં છું માટે મેળવ મુજ નારરે.—પ્રીયા.
પાપ જો પૂર્વે કીધાં હોય મેં તેથી તું મુજને ઉગારરે.—પ્રીયા.
જંગલે જંગલ ફરી બહુ થાક્યો, કંઇ ન મળ્યા સમાચારરે.—પ્રીયા.

( જવા માંડે છે, પણ તે ઠેકાણે બે રસ્તા જોઇ ઉભો રહે છે; એટલામાં એક મોટા પથ્થર ઉપર કંઇ લખેલું નજરે પડેછે, તે વાંચેછે.)

બેત.

" ડાબો માર્ગ છોડી, જમણે આવો સાર,
લખ્યા પ્રમાણે આવવે નિશ્ચે મળશે નાર.
આવશે એજ રસ્તે પારાસુર ગામ,
જ્યાં આવવાથી પુરી થશે તારી હામ. " ( વાંચ્યાં બાદ).
ખચીત, ખચીત, આ અક્ષર સાવલીંગાના છે;
જરૂર, જરૂર જાઊં હવે એજ રસ્તે. ( જાય છે.)

---

## પ્રવેશ ૯ મો. નદીકિનારે પારાસુર ગામનું પાદર.

( સદેવંતના હાથમાં લખેલું છે તેથી પશુપ્રમાણે નદીમાં મોં બોળીને પાણી પીએ છે. એટલામાં સાવલીંગાની દાસી પાણી ભરવા આવે છે અને સદેવંતને એ પ્રમાણે પાણી પીતો જોઇને. )

દાસી—(સ્વગત) [અરે લાલદેવ ઇસ તરફ જલ્દ આ—એ રાગ. ]

અરે આ અજબ જેવી દીસે છે વાત,
પીએ પાણી મ્હોડે ન બોળે એ હાથ,
જઇ પાસ તેને પુછું વાત એ,
શા માટે પાણી પીએ એમ તે.

( સદેવંતને ) અરે ! ઓ જોગી તું દિવાનો થયો,
કે પાણી પણ પીતા તું ભૂલી ગયો;
કરીને કૃપા વાત સાચી તું કેહે,
શા માટે તું જોગીને વેશે ફરે ?

**સદેવંત—** હું પુછું તને ઓ ભલી બાઇ વાત,
સાચું તું કે સુંદરી ખરેખાત;
ફરે છે કોની આણ આ નગ્રમાં,
સુખી કે દુઃખી કોણ વસે છે ત્યાં ?

**દાસી—** [ ખલકનારે ખુદા ખાવીંદ—એ રાગ. ]
વીરમદે રાજ કરે છે ત્યાં, સર્વમાં દુઃખી સાવલીંગા;
હું દાસી ઘર તણી એના, તેથી જાણું છું એ બીના.

**સદેવંત**—અરે બાઈ કરી કૃપા, ખબર કેહે સાવલીંગાને જા;
સદેવંત વેશ જોગીને, કારણ તારેજ આવે છે.

**દાસી**—ચાલો સાથે તમો મારી, ચિંતા મનથી વીસારી;
મેલાવું સાવલીંગાથી હું, તને જે છે અતિ પ્યારી.

( બંને જાય છે. )

---

## પ્રવેશ ૧૦ મો. સાવલીંગાનો મેહેલ.

**સાવલીંગા**—(ઉદાસ થઇને એકલી)
[સુધીઆણી ફળ જાણી નરનારી ભણોરે--એ રાગ.]
દયા આણી દીલજાની, તમો આવી મળોરે;
પ્રીયા દુઃખી છે તમારી—મળો દયા.
આપ વીયોગે બળી હું મરૂં છું;
તેથી તમો જલદી આવી મને સ્હાય કરોરે—પ્રીયા દુઃખી.
[સઇયાંકે ચીત્ર બીન પ્રીતમ પ્યારે--એ રાગ.]
પ્રીતમ વીયોગે ઝુરી મરૂં હું, મળવું મન લલચાવેરે--ટેક.
મધ્ય મધ્ય રાત્રે હું ઝબકી ઉઠું, નયને નીંદ્રા ન આવેરે;
વેરી નેત્ર નથી ભેગા મળતા, સ્વપને પીયુ દરશાવેરે--પ્રી.

ઈશ્વર પંખ આપે જો મુજને, ફરૂં ન હાલે આવેરે;
પોહોંચુ પલકમાં પ્રીતમ પાસે, હેતે હૈયે લગાવેરે.--પ્રી.

(સદેવંત પ્રવેશ કરે છે અને સાવલીંગાને જોઇ આનંદથી તેણીને ભેટવા જાય છે, એટલામાં રૂપાસા આવી પોંહોંચે છે.)

**રૂપાસા**--(સાવલીંગાને) બેત.

સસુર ઓ નીર્લજ, કરેછે શું એ કામ,
પત્ની થઈને મારી, બોળેછે મારૂં નામ.
(સદેવંતને) ધાસ્તી નથી દુષ્ટ, શું કોઈની લગાર?
ચખાડું સ્વાદ તને, જલદી આ વાર,
(સીપાઈઓને)સીપાઈઓ મારા આવો. જલદી તમે અહીં,
બાંધી એને (મુસ્કે) જાઓ, રાજાપાસ લઈ.

(લઇ જાય છે.)

---

## પ્રવેશ ૧૧ મો. (રાજસભા.)

(વીરમદેરાજા રાજ્યાસનઉપર બેઠેલો છે. પ્રધાન,વજીર, કોટવાલ વગેરે દરબારીઓ તથા રૂપાસા શેઠ પણ હાજર છે. સીપાઇઓ સદેવંતના હાતમાં બેડી નાખી તેને કેદી કરીને લેઇ આવે છે.)

**રૂપાસા**—(રાજાને)

[અરે લાલદેવ યે તુને ક્યા કિયા--એ રાગ.]

અરે રાજાજી હું કરૂં છું પ્રણામ, ખરે એક મોટું આવી પડયું કામ;
પરણ્યો છું હું પત્ની એક સાવલીંગા, જતો તો તેનાં ઘરમાં જોગીડોઆ
મારાં ઘરમાં તે એ શા માટે ગયો, ઠરે જો અપરાધી તો શીક્ષાજ ચો.

**વીરમદેરાજા**—અરે જોગી તું જલદી કેહે સાચી વાત;
ખોટું કહીશ તો થશે તારી ઘાત.
જરા તારા મનમાં તું બીતો ન લ્યાં;
સાચા તરફનો થશે મારો ન્યાય.

(સદેવંત રાજા વીરભદે આગળ ઘુંટણભર બેસી.)

સદેવંત— [કહું ક્યા ફલકકા સતાયા હું મેં—એ રાગ.]

કહું શું નશીબે દુખીઓ કીધો છે,
ભેખ પ્રીયાને વીયોગે લીધો છે.—ટેક.
હતી જે પ્રીયા ગામમાં પાસ મારી;
લાવી એણે મુજને જખમી કીધો છે.—કહું.
હતું જેનું દીલ પરણવાં સાથ મારી,
લઈ આવી એણે કીધી દુખઆરી.—કહું.
પિતાએ તેના એમ કહ્યું સાવલીંગાને,
પરણવું જોશે તારે રૂપાસાને.—કહું.
નહી ચાલ્યું કંઇ સાવલીંગાનું ત્યાં જ્યારે,
મરવાનો નીશ્ચય એણે કીધો ત્યારે —કહું.
કહ્યું આવીને દાસીએ તેવે ત્યારે,
હું પરણું રૂપાસાને વેશે તમારે.—કહું.
બચાવી રૂડી દાસીયે પ્યારી મારી,
હજી તે મુજ અર્થે રહી છે કુંવારી.—કહું.
કરીને કૃપા મુજપરે સાવલીંગાને,
કરીદો હવાલે હવે જલદી મારે.—કહું.

રૂપાસા— (ગરહમને દીલ સનમકુ દીયા—એ રાગ.)

સુણો રાજાજી જોગી એ કરે છે ખોટી વાત.—ટેક.
કરે છે ખોટી વાત રાજા, કરે છે ખોટી વાત;
હજારોના દેખતાં પરણ્યો હું, સાવલીંગાની સાથ.—સુણો.
જો મરજી હોય તમારી, કરવા ખરેખાત;
તેડાવું હું દાસી મારી, કહેશે સાચી વાત.—સુણો.

વીરમદેરાજા.—(સીપાઇને)નકર[લાલદેવ ઇસતરાકે કલામ એ-રાગ]

સીપાઈ તું જલદીથી દોડીને જા,
દાસીને સાવલીંગાની લાવ ત્યાં.
(સદેવંતને) ભલા જન તું જલદી કેહે સાચી વાત,
શૂરા ક્ષત્રી જેવી દીસે તારી જાત.

(સદેવંત રાજાના હાથમાં એક કાગળનો લખોટો આપે છે તે વાંચતાંજ તરતજ આનંદમાં આવી સદેવંતને ભેટી પડેછે.)

**વીરમદેરાજા**—(રૂપાસાને) [ઉપર પ્રમાણે રાગ.]

અરે ઓ દગાખોર, પાપી, ચંડાલ,
મુજ ભાણેજના કેવા કીધા તેં હાલ.

(પ્રધાનને) શાણા પ્રધાન જલ્દી કરો એક કાજ,
પેહેરાવો સદેવંતને સોનેરી સાજ. (બંને જાય છે.)

**વીરમદેરાજા**—(રૂપાસાને) [ઉપર પ્રમાણે રાગ.]

જો ઠરશે નહી પરણી સાથે તારી,
તો આજે લગન હું કરીશ તે ફરી.
હશે જેની સાથે ખરી એની પ્રીત,
પણાવીસ હું તેની સાથે ખચીત.

(સીપાઇ દાસીસહિત પ્રવેશ કરેછે.)

**વીરમદેરાજા**—(દાસીને)

[મોરી ગુઇઆ લચક લચક ચલત મોહન આવે—એ રાગ.]

સયાણી દાસી સાચુ બોલંતા, સુખણી તું તો થાય—ટેક.
બીક રાખંતાં, ખોટું ભાખંતાં જીવ તારો જાય—દાસી.
કોણ પરણી રૂપાસાને કહી દેજે મુજ પાસ—દાસી.

**દાસી**— [સાડે તીન પઈસે શેર મછલી ના બેચુંગી—એ રાગ.]

રાજા વાત કહું છું સાચી. પરણ્યો સાથ મારી એ,
પરણ્યો સાથ મારી એ, પરણ્યો સાથ મારી એ—ટેક.
લગ્ન તો મારા થયાં આ રૂપાસાની સાથ,
ચોરી ફેરા ચાર ફર્યો છે, મેલવી મુજથી હાથ—રાજા.
સાવલીંગા એ સાથે વરવા, કરતી 'તી નીજ ઘાત,
જીવ બચાવવા બાઇ તણો, મુજ બદલે દીધો હાથ—રાજા

**રાજા**— બોલ એ રૂપાસા, તને પુછું ખરેખાત,
પરણ્યો છે તું આની સાથે. કે નહી કેહે તે વાત.

**દાસી**— રાજા વાત કહું છું સાચી, પરણ્યો સાથ મારી એ,

**રૂપાસા**--લગ્ન કીયા કરતી વખતે, ખબર પડે તે કેમ;
ઘુંઘટ તાણી પડએ બેસે કેમ પડે નજરે.
**દાસી**-- રાજા વાત કહું છું સાચી, પરણ્યો સાથ મારી એ.
**રાજા**-- ખાતરી મારી થઇ ચુકી. તું પરણ્યો દાસી સાથ,
ચેન કરો દાસીની સાથે, સાવલીંગા નહી મળે.
**દાસી**--રાજા વાત કહું છું સાચી, પરણ્યો સાથ મારી એ.
**રાજા**-- દાસી, વેંહેલી જઇને સાવલીંગાને તેડી લાવ;
પરણાવું હું મારે હાથે, આજ સદેવંતને.
**દાસી**--રાજા, ખુશી થઇ હું બહુ. આખર થઇ એની કૃતે.
(પ્રધાન તથા સદેવંત આવે છે.)
**રૂપાસા**--(સદેવંતને) [તુજે હયે શોખ મીલનેકા--એ રાગ.]
ખબર નહી મુજને તારી, કે છે એ તુજ તણી પ્યારી,
અજાણે દુઃખ સહ્યું છે જે, ક્ષમા તેની મને કરજે.
(દાસી આવે છે.)
**સદેવંત**--મેહેનત લઈ દાસીએ ભારી, બચાવી મુજ તણી પ્યારી,
તેથી માની તું મારી વાત, પત્ની જાણીને દેજે હાથ.
(રૂપાસા અને દાસીનો હસ્તમેલાપ કરાવે છે: સાવલીંગા આવેછે, અને આનદથી સદેવંતને ભેટે છે.)
**સદેવંત**— [બતીઆં એસી મત બોલો—એ રાગ.]
તું મારી પ્યારી હવે થઇ મારી, તુજરે વિયોગે સહ્યું દુઃખ ભારી-ટે.
જોગીને વેશે ફર્યો હું જંગલમાં, સહ્યું સંકટ મેરે ઘણું ત્યાં.-તું.
**સાવલીંગા**--થયેલી વાલમ વાત સર્વે વીસારી,
પ્રીતેથી મુજને કરી રાખ તારી.--તું મારી.
**વીરમદેરાજા**.--(સદેવંતને સાવલીંગા સાથે હસ્તમેલાપ કરાવીને.)
[અરે લાલદેવ એ તુજે કયા હુવા— એ રાગ.]
ખુશાથી કરી આપું છું હું લગન, કરો મોજ નીત્યે થઈ મન મગન.
પ્રભુ જોડું રાખે તમારૂં અમર, કરો રાજ નીતીથી પૃથ્વી ઉપર.
જુલમ કોઇઉપર ન કરશો કદાય, દુખીયા તણી સહાય કરવી સદાય.

**સાવલીંગા**—(સદેવંતને)

[ઘરસે યાં કોન ખોદાકે લીયે લાયા મુજકો—એ રાગ.]

મનમોહન કેવા બુરા તારા હાલ આ,
અગાઉ હતો તેથી થઓ તું બેહાલ આ.
એવો બળાપો કીધો કેમ કારણ મારી તેં,
ઘડી ન મનથી તારી પ્રીયા વીસારી તેં.
હવે કર જોડી પ્રભુનો ઉપકાર માનું હું,
અંતે તેની કૃપાથી તુજને પ્યારા પામી હું.

**સદેવંત**—ખરા અંતઃકરણથી કહું છું પ્યારી વાત આ,
ચાલો સર્વે મળી કરીએ પ્રભુની પ્રાર્થના.

**સદેવંત અને સાવલીંગા**—ઇશ્વર પ્રાર્થના.)

[છંદ ગાંરી તારે ઓઢણે મેવાડોરે મલીન—એ રાગ.]

કરીયે પ્રભુજી પ્રાર્થના કે નામી તુજને શીશ—.ટેક.
દયા સીંધુ દીન બંધુ ભક્તનો દાતાર.
સાચે મને સેવે તેને, ઉતારે ભવ પારરે.—કરીયે.
ધ્યાન ધરે ભક્તિ કરે, ઇચ્છાથી મન માય,
જેવી જેની તેવી તેની, પુર્ણ કરે તું ત્યાંયરે.—કરીયે.
મહીમા તારો સચ્ચીદાનંદ, જીભે કહ્યો ન જાય,
મુજ અલ્પ મતીથી તારા, ગુણ કેમ ગવાયરે.—કરીયે.
તું માયાળુ, તું દયાળુ. તુજ કળા અપાર,
પાપીને તું દંડ કરે છે. ધરમીનો દાતારરે.—કરીયે.
વીયોગી પ્રીતમ પ્યારીનો, થયો છે મેલાપ,
સંકટ સહીને અંતે મળ્યા, એ તારો પ્રતાપરે.—કરીયે.

# સંગિત મદાલસા નાટક.

## પ્રવેશ ૧ લો.

ગાલવ ઋષિનો આશ્રમ.

(યજ્ઞ ક્રિયા ચાલે છે. રૂતુધ્વજ આયુધ સહ રક્ષણ માટે ઉભો છે તેવામાં ઉપરથી અપવિત્ર વસ્તુઓ પડે છે.)

**રૂતુધ્વજ—** બેત.

અસુર રહી અંતરીક્ષ કાં તું કરે કર્મ એ ઘોર,
અહીં આવી સગ્રામ કરતો દેખાડું હું જોર;
ભલા બ્રાહ્મણો યજ્ઞ કરે છે અંતર ધરી ઉમંગ,
દુષ્ટ લાભ શું છે તમને કરતાં તેનો ભંગ.

(તાલકેતુ અને પાતાલકેતુ પ્રવેશ કરે છે બ્રાહ્મણો નાશી જાય છે.)

**તાલકેતુ—** મહેર કર મારી ઉપર બાબરા—એ રાગ.

જા તું મુરખ નાશીને અહીંથી દુર જા,
ખાલી ખોવા ઉભો તું જીવ તારો કાં—જા તું.

**રૂતુધ્વજ—** પીલુ કેરબો.

પાપી તું શું નસાડીશ તારૂં મહોત બોલે છે—–ટેક.
ઘણા દિવસથી નિર્ભય થઇને દુખ દેછે સુરજનને;
તેની શિક્ષા દેવા બાણે વીંધુ તારા તનને—–પાપી.

(બાણ મારે છે યુદ્ધ થાય છે. તાલકેતુ પડે છે અને પાતાલકેતુ નાશી જાય છે. બ્રાહ્મણો ભયભીત થઈ આમ તેમ દોડે છે રૂતુધ્વજ પાછલ જાય છે અને પાછો આવે છે.)

**ગાલવ—** પદ.

સત્વર બોલ કુમાર દૈત્યનો નાશ થયો છે કે રે નહીં,
**રૂતુધ્વજ—** સત્ય કહું પ્રભુ પડતાં પાછલ દૃષ્ટિ અગોચર ગયો થઇ.

ગાલવ— દુષ્ટ બચ્યો છે તો દુખ દેશે ફરી ફરી એ આવી અહીં,
તેથી સ્તવન દીનકરનું કરીએ, કે ઉપાય એ સુચવે કંઇ.

સર્વે સાથે— પદ ખમાચ.

દીનપતી ઉદાર આશ પુરતું વીઘ્ન હારીરે,
ક્ષણે ક્ષણે નડે છે દુષ્ટો તેને તું વીદારીરે—દીનપતી.
યજ્ઞકાર્ય પુર્ણ થાય વીઘ્નો ફરી ના નડે,
એ કળા સુચવ તું તાત દીનકર જયકારીરે—દીનપતી.

(અલૌકિક પ્રકાશ થાય છે. એક અશ્વ અંતરીક્ષથી ઉતરે છે.)

ગુપ્તવાણી— લાવણી.

આવ્યો હય પાસે જે એ તમારી,
ભક્તિ ફલ એ પ્રસાદી મારી—ટેક.
ગમન થશે આકાશ પતાળે કે જલ થલ જ્યાં મન,
વીજય થઇને વેગે વળશે સદા રક્ષતો જન—આવ્યો.

(રૂતુધ્વજ અશ્વારૂઢ થઇ બ્રાહ્મણો સહીત જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### મદાલશાનો બાગ.

(મદાલશા ખીન થયેલી સખીઓ સહીત પ્રવેશ કરે છે.)

મદાલસા— દુહો

સ્વપ્ને સ્નેહ લગાડીને, હવે થયો કાં દુર;
મોહ પાશમાં બાંધીને. કીધું કાળજ ચૂર.

પદ.

ક્યાં ગયો નાશી દુર—ચંદ્રમુખ ક્યાં ગયો નાશી દુર—
પ્રેમ અગ્નિભરી ઉર—ચંદ્ર.
આધીન ચકોર હું દેખી થઇ સ્વપ્ને પ્રેમ કીરણ જોઇ પુર—ચંદ્ર.

સખી— રાગ બનજારાનો.

ધર ધૈર્ય તું મન અલબેલી.
શીદ બની તું આવી ઘેલી—ટેક.
આવે સ્વપ્ન આળપંપાળ,
તેને ખરૂંએ ન માને બાળ;
થઇ વ્યગ્ર તેમાં કાં ઘેલી—ધર.

મદાલસા— પદ-કાફી.

એ શું વદે મુખએની. તીક્ષણ પીડા છે ત્રહેની—
રોગીનું દુઃખ નીરોગી ન જાણે.
જોગી શું જાણે સ્નેહેની—તીક્ષણ.

(મંદીર પાસે જઇ પ્રાર્થના કરે છે.)

લાવણી.

ગુણતારા—કોણ ગણી શકે ગણનારા—ટેક.
ઘટ ઘટમાં તું વાસ કરીને, કષ્ટ દાસના કાપે;
ભાવે ભક્તિ કરે તેને તું ફળ બહુ આપે સારા—ગુણ તારા.

ગુપ્તવાણી— લાખ રૂપૈયેકી ઝુલની હમારી—એ રાગ

સત્વર થાશે ઈચ્છા પુરી તારી—
સ્વપ્નમાં તેં જેને જોયો મલશે પુત્રી પ્યારી,
કામ સમાન રૂતુધ્વજ જયકારી—સત્વર.

(પાતાલકેતુ આકાશમાર્ગે ગમન કરતાં મદાલસાઉપર દૃષ્ટિ પડવાથી ઉચકીને પાતાલમાં લઇ જાય છે)

સખી—(મદાલશાને લેઈ જતાં જોઇ આક્રંદથી)

સીતાજીના મહીનાનો રાગ.

અરે હાય બેની તું કયાંય, ઉડીગઇ આ ઘડી;
હવે કેમ જીવું હું બેન, વીના તુજ પા ઘડી.
અરે હાય શું જાણું કે કોણ. લેઇ ચાલ્યું આપને;
હવે હું શું દેઈશ જવાબ, બાઈ તારા બાપને.

(જાયછે.)

## પ્રવેશ ૩ જો.

### પાતાલમાં પાતાલકેતુનો બાગ.

**મદાલસા**--(ખીન થયલી પ્રવેશ કરેછે.)

જોગીઓ આશાવરી.

ઉપાડી લાવ્યું કોણ અહીં ઉદ્યાનથી મારા-
અરે હાય આવી ક્યાં અરે હાય આવી ક્યાં--ઉપાડી.
ચિંતવન હતું તેનું હ્રદય મલ્યો જે સ્વપ્નમાં
પણ બન્યું વિપરિત તેથી દૈવ જાવું ક્યાં-ઉપાડી.

(ભેંસ જેવું પેટ ભુંડ જેવું મ્હોડું એવો એક રાક્ષસ પ્રવેશ કરેછે.)

**રાક્ષસ**—(મદાલશાને)

મારૂં નામ ભગલો હજામ-એ રાગ.

સાંભળ તું બાઇ રૂપાળી-(એવાર)
બાઈ રૂપાળી વાતડી મારી લાભજકારી—બાઈ.
પેટજો મારૂં નાકછે કેવું સર્વેથી વિશાળ-
પાતાલકેતુ આવે તે પેલાં પરણી લઇયે ચાલ-સાંભળ.
પાતાલકેતુને પરણશે તો શોકો થશે અપાર-
મારી તો કાળી એકછે માત્ર તુંથા બીજી ગોરીનાર-સાંભળ.

(તેવામાં તેની સ્ત્રી ઘડા જેવું માથું સુપડા જેવા કાન એવી પ્રવેશ કરેછે.)

**રાક્ષસી**-(રાક્ષસને) મને મુકીને ઘરમાં એકલી, તું કેમ આવ્યો આંહાં,
એને મારી શોક્ય કરીને જાશે પીટયા ક્યાં ?

(ધબ્બો મારે છે. પાતાલકેતુ આવેછે ને બંને નાશી જાય છે.)

**પાતાલકેતુ**—(મદાલશાને)

મેંતો સેજરીયાં પે ભુલીમોરા દે કંગના—એ રાગ.

તારે વશ થયો પ્યારી રૂપ જોતાંમાં—(એવાર.)
તેથી તું પરણી સુખ દે પ્યારી,
અરજ એ મારી પ્યારી કેતી નહીં તું ના—તારે,

મદાલસા— (તિરસ્કાર કરીને)

ઘરસે હીયાં કોન ખુદા કે લીએ લાયા મુજકો—એ રાગ.

ન વદ એ દુષ્ટ વચન મારી સામે એવાં ફરી,
થયું આધીન મન એકને ન જાય ફરી.
સદા સહાયતા હૃદયમાં ચીત્ર તેનું કરે,
તેથી ન જાણતો, ભય જોઇ તારો જાય ડરી.
ખરો જો પ્રેમ હશે મારો તો તે આવી અહીં,
છોડાવશે મને એ ગર્વ તારો પુર્ણ કરી.

પાતાલકેતુ— દધ બેચન મેં ના જાઊં દૈયાં—એ રાગ.

ન કર નાર સાર નહીં ગર્વમાં, કઠોર વચન સહું પ્યારમાં—ટેક.
નયન શરથી તેં પ્રથમ કીધો ઘાયલ હવે શું વદે તું એમ,
સરલ બનીને કર નાર પ્યાર—ન કર.

મદાલસા— ગજલ.

કરની તારી દુર તું ચંડાલ બુરી વાસના,
મમ પ્રાણ લેતાં પૂર્ણ તું થાશે નહીં તુજ આશમાં.
કયમ આશ રાખે મન મહીં, વરવાને કન્યા ક્ષત્રીની;
છે યોગ્ય તું લેવાને આ ઉપાન તારા પાશમાં.

પાતાલકેતુ—(સકોપ) બેત.

મોહ પાશમાં તારા પડી મે સહ્યાં વાકયો ક્રૂર,
પણ તેં કરી ધીકાર ક્રોધે હૃદય કીધું ચુર,
(કટાર કહાડીને) વૈર લેવા તેનું હું આ કરૂં કલેજા પાર,
જોઊં તારો કોણ અહીં આવે બચાવા યાર.

(કટાર મારવા જાય છે.)

રૂતુધ્વજ—(અશ્વારૂઢ પ્રવેશ કરી સત્વર અશ્વ ઉપરથી ઉતરી ખડ્ગ પ્રહાર કરેછે. પાતાલકેતુ ઘાયલ થઇ નાશી જાય છે. મદાલશા મુર્છિત થઈ પડે છે તેને આગતા સ્વાગતા કરી સાવધ કરતાં.)

વૈરી છે મારો દુષ્ટ એ, આવ્યો કરવા નાશ.
તેમાં તું અહો રાજકન્યા કેમ પામે ત્રાસ.

**મદાલસા**—(સાવધ થઈ રૂતુધ્વજની મુખચર્યા જોઈ આતુરતાથી.)
લાગીરે મોરી જાન નૈના કટારીહો—એ રાગ.
ભલે પધારી રાજ કૃતારથ કીધારે,
મુરતી તમારી સ્વપ્ને નિહાળી;
લાગી કલેજે પ્રેમ આગ—કૃતારથ.

**રૂતુધ્વજ**— મળજો મળજો મળજોરે—એ રાગ.
એવા વચન ન વદ જીભે તારીરે, મૃગનયણી સુંદર નારી—ટેક.
ચંદ્રમુખી મુખચંદ્ર જોતાં તુજ, થઇ ધાયલ સમ ગતિ મારીરે—મૃગ.
મોહ્યો અનુપમ સુંદરતાથી, પુર આશ સમાન વિચારીરે—મૃગનય.
**મદાલસા**—(રૂતુધ્વજને ભેટે છે.)
**બંને**—(ઈશ્વર પ્રાર્થના કરે છે) **લાવણી.**
ધન્ય કૃપાળુ દીનદયાળુ પુર્ણ કરી મરજી.
ઈચ્છિત પ્રીયથી મેળવ્યાં આજે શ્રવણ કરી અરજી.
**મદાલસા**—ચાલો પ્રીય નિજધામ જઇ શુભ લગ્નવીધિ કરીએ,
પછી પ્રેમના સિંધુ મધ્યે નિશંક ઉતરીએ. (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### અરણ્ય.

**કાલકેતુ**— જુવો પેલી ચંપેલી કેવી ખીલી રહી છે—એ રાગ.
સૌથી સારૂં પ્યારૂં મારૂં કાલકેતુ નામ છે,
છાની સાની ખબર લાવું એજ મારૂં કામ છે;
પાતાલકેતુને હું કહું રૂતુધ્વજ આવે આમરે,
યજ્ઞ કેરૂં રક્ષણ કરવા ઠામ ઠામ ઠામ.
પાતાલકેતુનું મદાલશાથી વરવા હતું મનરે,
તેમાં રૂતુધ્વજે પરણી પાડયું છે વીઘ્ન રે;
એ જોડું હર્ષિત બનીને રહેછે સ્વભૂવનરે,
પાતાલકેતુને કહી મેલવું નામ નામ નામ. (જાયછે.)

## પ્રવેશ ૫ મો.

### મદાલશાનો મેહેલ.

વસંત.

મદાલસા—ગતી ગહન દૈવની ના કલાય,
મનધારે કાંઈ અને કાંઈ થાય—ગતી.
ફરતી હતી હું નિજ બાગમાંય,
પાતાલકેતુ પણ આવ્યો ત્યાંય;
હરી ગયો મને પાતાલમાંય—ગતી.
પ્રીય સંગ આવી આ નગર માંય,
થયા લગ્ન રહીશું ખુશી સદાય;
એ સર્વ થઇ પ્રભુની દયાય—ગતી.

(જમણી આંખ ફરકવાથી)

સાખી.

અરે દૈવ શું સુચવે, દુખદેવા આવાર;
પેહેલે શું થોડું થયું, કે ફરીકરે વિચાર.

( સઆયુધ રૂતુધ્વજ આવે છે. )

કહો પ્રીતમજી ક્યમથયા, જવા બ્હાર તૈયાર;
સદા જતા ભોજન કરી, આ શું આજ વિચાર.

રૂતુધ્વજ—આવ્યો નિશાચર એક તે, તપોવનની માંય;
દુખદે છે રૂપિને અતી, હણું જઈ તેને ત્યાંય.

મદાલસા— રાગ સોરઠ.

પીયુજી જાવા નહીં દઉંઆજ—
માનરે સુકનથી મન થડકે છે,
તેમા શું વધારો કરો રાજ—પીયુજી.

રૂતુધ્વજ— ગજલ.

અજબ સનમકી—એ રાગની.

ભય તું મનમાં ન રાખ ભીરૂ, મારી દૈત્ય હું હમણા આવું;

આવ્યા તપસ્વી સ્હાય લેવા, તેથી મારે જરૂર જાવું—ટેક.
દુષ્ટો ઉપદ્રવ કરે છે બહુ એ, નાશ કરૂં હું ક્ષણુમાં જઇને;
થયો સજ હું પ્રતિજ્ઞા લઇને, ઢીલ કરી શું કાયર થાવું—ભયતું

**મદાલસા—** **પિલે દારૂડીરે—એ રાગ.**

મારા જીવનના આધારરે, પીયુ જાઓ ખુશીથી;
સુણી વીનંતી આ સુખકારરે, પીયુ જાઓ ખુશીથી—ટેક.
ક્ષત્રિ ધર્મને ખોટ ન લાગે, સુખે કરો તે કામ;
વિજયી થઇને વેગે આવો, પ્રાણુપતિ સુખધામ-પીયુ.
અબલા જાતે ભીરૂ તેથી, શંકા આવે મન;
માટે મારી અરજી કાને, આ ધરો સ્વામીન-પીયુ.

(પોતાને હાથેથી મણી છોડી તેને હાથે બાંધે છે.)

આ મણિ બાંધુ હાથ તમારે, તે જો બીજે પાણુ;
દેખીશ તો પ્રિયકંથ નિશ્ચે, જાશે મારા પ્રાણુ-પીયુ.
માટે ન વીલી મુકતા, એને તમે ક્ષણુવાર;
જીવન મારૂં એ ગણીને, જાળવજો ભર્તાર-પીયુ.

(કંઠે વળગે છે.)

**રૂતુધ્વજ—** **ગજલ.**

નામ જાનેકા ન લે યાર-એ રાગની.

વેલો હું આવીશં પ્રીયા ચિન્તા તુ કરીશ માં,
ભીરૂ હૃદયમાં ખોટી શંકા તું ધરીશ માં;
માન સુકનથી મનમાં વૃથા ભય પામે ઘેલી,
કરતા હરતા ઇશ્વર સર્વે, અન્યથી ડરીશ માં.

(ચુંબન કરીને)

દેખી તેરી વફાદારી-એ રાગ.

દે રજા મને પ્યારી, આવું દૈત્યોને મારી—ટેક.

**મદાલસા**—પ્રાણુપતિ વેગે જઈ આવો નહીં લગાડશો વાર,
**રૂતુ**—છું સજ સાધવી નાર,
**મદાલસા**—જશ હો અપાર,

ૠતુ—ધન્ય ઉચાર–દે રજા.

(ૠતુધ્વજ પ્રેમદૃષ્ટિવડે મદાલશા ભણી અવલોકન કરી જાયછે મદાલશા માનસુકન યાદ આવવાથી કંપિત હૃદયે તે ભણી જુવેછે.)

---

## પ્રવેશ ૬ ઠો.

### તપોવન.

(પાતાલકેતુ રૂષિવેશે ધ્યાનસ્થ બેઠો છે. કેટલાક રાક્ષસ અનુચરો વિપ્રવેશે શિષ્યરૂપે ઈશ્વર પ્રાર્થના કરે છે)

પદ.

જય જય દેવ સુરાસુર સ્વામી, અબાધ અવિચલ ધામી;
કરૂણાકર કેશવ સર્વેશ્વર, તાપ ત્રિવિધના વામી–
બહુ નામી–સુખધામી.
આ સંસાર અસાર ગણીને, પંચ શત્રુને વામી;
અનન્ય ભાવે ભક્તિ ઈચ્છિએ, આપતું અંતરજામી–
નિષ્કામી––ગુણગ્રામી.

(ૠતુધ્વજ પ્રવેશ કરી પાતાલકેતુ પાસે મસ્તક નામી બેસે છે.)

પાતાલકેતુ—(સમાધીથી જાગૃત થઇ)

પદ.

જય થાઓ તવ પુત્ર કીરતી વધારી,
કર્યાં મુક્ત ત્રાસેથી દુષ્ટો વિદારી–જય.

ૠતુધ્વજ—બન્યું એ કૃપાથી પ્રભુજી તમારી,
ન કિંચિત માનું એમાં શક્તિ મારી–બન્યું.

પાતાલકેતુ—કુંવર ધન્ય છે સભ્યતા એજ તારી,
હજી આશ છે એક તે પુર મારી.
મણિ આ જે છે હાથ બાંધેલી તારે,
પ્રહર એક ધર્માર્થ દેતે ઉતારી–કુંવર.

ૠતુધ્વજ--પ્રભુ એ મણિ જાય જો અન્ય હાથે,
જોતાં મર્ણ પામે ખરે પતિ મારી-પ્રભુ.
પાતાલકેતુ—કરી ધર્મનું કાર્ય. હું પાછી લાવું,
ન ભય રાખતાં એ મણિ દે ઉતારી-કરી.
ૠતુધ્વજ—(મણિ આપે છે.)
પાતાલકેતુ--(મણિ લઇ જતાં જતાં સ્વગત)

બેત.

ચંડાલ તેં આશા જેવી, કરીછે મારી ભંગ;
તેનોજ આ મણિવડે, વાળી દેખાડું ખંગ.
મદાલશાને લઈ ગયો, માર્યો મારો બંધુ;
પણ હવે જો શી રીતે, હું વેરવાળું છું સંધું.

(જાય છે)

---

## પ્રવેશ ૭ મો.

### મદાલશાનો મ્હેલ.

મદાલસા— મલ્હાર.

ફરકી નયણ શું તું વામ, અશુભ દરશાવે—ટેક.
વિયોગથી વ્યાકુળી હું બની છું પતિના,
તેમાં શું અધિક દુખ લાવે-ફરકી.
સુખનો પ્રકાશ જોયો સહજ તેવામાં
વાદળ શું દુખકર આવે-ફરકી
જન્મની દુખણી હું સુખ ક્યાંથી પામું,
પાપ એ તાપ વરસાવે-ફરકી.

[દાસી તથા બ્રાહ્મણવેશે પાતાલકેતુ આવે છે.]

દાસી— સાખી.

સંદેશો ૠતુધ્વજ તણો, આ લાવ્યા છે મહન્ત;
મુજને એણે ના કહયો, કહે કહીશ એકાન્ત.

**મદાલસા**—(વંદન કરી આતુરતાથી.) ગજલ.

પ્રભુ મુજને કહો સત્વર. સંદેશો આપશો લાવ્યા,
વસે મુજ પ્રાણજીવન ક્યાં. કહો ક્યાંથી તમે આવ્યા–ટેક.
મલ્યા જો હોય મુજ જીવન, ગયા છે બે દિવસથી વન;
તજ્યું છે ત્યારથી મેં અંન, અરેરે ! કેમ તે નાવ્યા–પ્રભુ.
ગયા મુજ પાસથી જ્યારે. ગયા લઇ પ્રાણ રે ત્યારે;
નિરજીવ દેહના મારા, જીવન આધાર કાં નાવ્યા -પ્રભુ.

**પાતાલકેતુ**—[ મણિ દેખાડી ચાલ્યો જાય છે.]

**મદાલસા**—(મણિ જોતાં મુર્છિત થઇ થોડીવારે સાવધ થતાં)

ભૈરવી–ગજલ.

દયા ન આવી નાથ છોડીને જતાં મને.
છોડિ જતાં મને ન કીધી કેમ પ્રેમ તેં–ટેક.
દેવું તું દુખ તો પ્રથમ હતી ક્યાં સુખમાં ?
લાવી ત્યાંથી વધાર્યો કાં અપુર્વ પ્રેમ તેં–દયા
અરે ! જાઊં ક્યાં ! કોને કહું ! અસહ્ય કષ્ટ આ,
ઘટે ન નિરાધાર નાર ત્યાગવી તને–દયા.
ધર ધીર! જરા ધીર! જરા ધીર નાથતું !
આવું છું હિણભાગ્યણી, તજી દેહ તુજકને–દયા.

(મરણ પામેછે.)

**રૂતુધ્વજ**—(પ્રવેશ કરી સબ જોતાં મદાલશા મદાલશા કહી સબ ઉપર પડીને )

બેત.

ઓ દુર્દૈવ ! દયાહિન ! ! કેવો આ ઘા ! ! !
અસહ્ય છતાં પણ તેં માર્યો છાતીમાં !
જ્યાં જોઇએ ત્યાં ફેંકે તું સુખ વચ્ચે દુખ,
તોપણ આપે છે કેમ પ્રભુ તુજને સુખ.
મદાલશા ! મદાલશા ! ! કર્યું તેં આશું ?
શી રીતે જીવીશ રે ! તારા વિના હું.

અરે ! હવે કોણ મને કહેશે મારા પ્રાણ !
કોકિલ સમ વાણિના શું કરૂં વખાણ.
ઉઘાડી મૃગ નયણો ! તું જો મુજ ભણી,
કેમ થઇ નિર્દય ધર દયા મુજ તણી.

**જોગીઓ આશાવરી.**

અરેરે ! મારી દૃષ્ટિએ આ શું દેખાય છે,
મૃત્યુ અકાલિક જોઇને પરિતાપ થાય છે—ટેક.
પ્રાણથી એ વ્હાલી મેં ન માન્યું તુજ કહ્યું,
મણિ આપતાં ન વિચાર્યું હવે વિચાર થાય છે—અરેરે !
ધન્ય તારા સ્નેહને પ્યારી મદાલશા,
કઠોર મન છેક મારૂં તો જણાય છે—અરેરે !
સાંભળીને મૃત્યુ મારૂં પ્રાણ તેં તજ્યા,
તારૂં મૃત્યુ જોઈ ક્યાં મમ પ્રાણ જાય છે—અરેરે !

(એક મિત્ર પ્રવેશ કરે છે)

આકાશવાણી— ગીતી.

પિંડ કરીને ત્રણ તું, પિંડ વચેનો વેધન જવ કરશે;
પ્રાણ થકી પ્રિય તારી, મદાલશા તે મધ્યેથી મલશે.

મિત્ર— અરે આ કર્યું શું બુરૂં કામ તેં—એ રાગ.

જો મિત્ર આકાશ વાણી થઇ,
હવે શોચ નહીં રાખ ઉરે કંઇ;
સ્વીકારજે સર્વ એ તું ક્રિયા,
મળશે તને સદ્ય તારી પ્રિયા.

રૂતુધ્વજ—નથી માનતો વાત એ હું ખરી,
અકસ્માત વાણી આ જે ઉચરી.

(મીત્ર રૂતુધ્વજને લેઇ જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

### જંગલ.

મિત્ર— ગજલ.—સમાલ તેગ અદાકો જરા—એ રાગ.

તજી દે શોક મિત્ર લાભલેશ તેથી મહીં;
વીધિના લેખ તે ઉપાયથી મટેજ નહીં—ટેક.
ઉપાય હાથ અનાયાસ લાગ્યો તેજ કરો,
વૃથા શોક થકી કાર્ય તો સરેજ નહીં—તજીદે.

રૂતુધ્વજ— ફેરદુબારા-ઇશકકા—એ રાગ.

રે મદાલસા કે ક્યાં ગઇ તું ક્યાં ગઇ રે ! ક્યાં ગઇ !
સ્નેહમાં સર્વોપરી તું ક્યાં ગઇ રે ! ક્યાં ગઇ !
કેમ તુ મળશે મને રહેશે હવે કેમ પ્રાણ આ,
સ્વર્ગનું સુખ આપીને તું ક્યાં ગઇ રે ! ક્યાં ગઇ !
અરે બોલ કાં નથી બોલતી હું શોધ તારી ક્યાં કરૂં,
પાઇ અમૃત પ્રેમ રૂપી ક્યાં ગઇ રે ! ક્યાં ગઇ !

(જાય છે.)

---

## પ્રવેશ ૯ મો.

### નદીનો કિનારો.

(રૂતુધ્વજને એક બ્રાહ્મણ વીધિસહિત શ્રાધ સરાવીને ત્રણ પિંડમાંથી વચલો પિંડ વેધન કરાવે છે જેમાંથી મદાલસા એકાએક પ્રગટ થઇને રૂતુધ્વજને ભેટે છે.)

રૂતુધ્વજ— શાદીએ જુલ્વએ ગુલ્ફામ—એ રાગ.

તજીને ક્યાં ગઇ હતી તું મને પ્રાણપ્રિયા,
જરા ન કેમ દયા આવી તને પ્રાણપ્રિયા.

મદાલસા—જીવન આપ્યું મારૂં અન્ય કરે પ્રાણપતી,
વિચાર્યું ના પ્રિયાનું હિત ઉરે પ્રાણપતી.

રૂતુધ્વજ—પરોપકાર માની આપી મણી પ્રાણપ્રિયા,
તેમાં ન મેં લગાર બીક ગણી પ્રાણપ્રિયા,
મદાલસા—વિપ્ર એક આવ્યો મારી પાસ લેઇ મણી,
તેથી એ પ્રાણપતી મારી દશા આવી બની.
નિંમિષ માત્ર હવે નહીં છોડું પ્રાણપતી.
ખરે! વિયોગમાં મેં કષ્ટ સહ્યું છેજ અતી.
રૂતુધ્વજ—થવાનું જે હતું તે પ્યારી સર્વ થઇ ગયું,
પ્રભુની પ્રાર્થના હવે કરો જે સારૂં થયું.

(ઘુંટણીએ બેસીને બંને પ્રાર્થના કરે છે.)

શિખરિણી.

નિયંતા વિશ્વેશા, નમન મન ધારો અમ તણું;
સ્મરીએ આશ્વારો, પ્રભુ તુજ દયાનું બળ ઘણું;
તમે આ સૃષ્ટીમાં, સકળ જનના પાળક પ્રભૂ;
વિદારી કષ્ટોને, ઘટઘટ વધારો સુખ વિભૂ.

---

## વીરમતી નાટકમાં ગવાતાં ગાયનો.

### पांच अप्सराओ आवी ईश्वरस्तुति करे छे.

૧ ली अप्सरा—શાર્દૂલવિક્રીડિત છંદ.

વંદું હું જગનાથ નાથ દીનનો અધ્યક્ષ જે સર્વનો,
જે છે સાક્ષી તમામ પ્રાણી જનના સારાંભુડાં કર્મનો;
જે છે વ્યાપક સર્વમાં ગુણનીધી શાંતીતણું ઠામ છે,
આપે દર્શણુ તે પ્રભૂ કરી દયા સ્વામી અભીરામ છે.

२ जी अप्सरा— વસંતતિલકા.

જે છે અનાદી અજને જગ પાળનારો,
જે સત્ય શાંતિમય વ્યાધી વિદારનારો;

જે છે સ્વયંભુ અવીનાશી અનાદી દેવ,
દે દર્શણાદિ સુખ હું કરૂં નીત્ય શેવ.

**૩ जी अप्सरा—** માલીનીછંદ.

નિર્ગુણ વીભૂ સ્વામી વિશ્વવંધા વિધાતા,
સકળ જગતના તું શાંતિ ને સુખદાતા;
ષડવિધિ ગુણથી તું યુક્તછો વિશ્વનાથા,
દર્શણ પ્રીતથી દે હું નમું પ્રાણદાતા.

**૪ थी अप्सरा—** શિખરીણી.

સવીતા તું ધાતા સુખદપદ દાતા સુખકરા,
નિયંતા સાક્ષાતા જગતપિતું માતા દુખહરા;
પુરાણે પ્રખ્યાતા નિર્ગુણમનાતા જગધરા;
સહુ પ્રાણી માતા દરશણ નિજ દે તું અઘહરા.

**૫ मी अप्सरा—** મંદાક્રાંતા.

જેથી દીશે, સકળ જનના ચીત્તમાંહિ વીરામ,
છે જે વ્યાપ્યો ઘટ ઘટ મહી નિર્વીકારી તમામ;
જેની સત્તા, ચર અચરમાં વ્યાપીછે સર્વ ઠામ,
તે દે પ્રેમે દર્શણ મને પૂરવા મંનકામ.

**૬ ठी अप्सरा—** ભુજંગી.

કૃપાનાથ કલ્યાણકારી જગેશ, પ્રભુ નિર્વિકારી અનાદી પરેશ,
કૃપાને દયા જેનીછે સર્વ ઠામ. નમુ દે મને શાંતી તું આત્મરામ.

## सर्वे अप्सराओ मळी प्रार्थना करे छे.

**૫૬.**

આનંદકારી તું વીશ્વવિહારી, અકલીત લીલા તુજ સુખકારી—ટેક.
તુ સુખદાતા છો જગત્રાતા, ભક્તતણા પ્રતિપાલ મુરારી—આનંદ.
વંદુ તને હું દયાળ દયા કરી, આ ભવ દુખથી લેજે ઉગારી—આનંદ
ધ્યાન તારૂં અવિનાસી ધરૂ ચીત, અન્ય તણી ગતી શી દુખહારી.
આનંદકારી તું વીશ્વવીહારી, અકળીત.

## जगदेव घोडाउपर बेशी गातो आवे छे.

### પદ કાફી.

કેવી આ દુનીયામાં સગાઈ, સઉ સ્વારથે મલીયાં આંહીં--ટેક.
કેણુ જોશીનું શાંભળી મુખથી, માયે મારી ઓરમાઇ,
ફેશે અપાવ્યો દેશ વટોરે; વાંક છતાં નહીં કાંઇ--કેવી.

## जगदेव घोडी चारो खाती नथी तेथी कहे छे.

શું વખાણુ કરૂં તારા, ઘોડી તું સુજાત ખરી
દેખી તું ઉદાસ મુજને ચારો ન ખાતી જરી—શું.
સગપણ તો તેં રાખ્યું સાચું, બીજાનું દેખાયું કાચું
વા'લા મીત્ર કરતાં પણ વહાલમાં અધકી ઠરી.—શું.

## विरमती बागमां आवतां गाय छे.

### ભૈરવીની ગજલ.

મને સુઝ પમાડ પ્રભુતું, હવે શું કરરે, (બે વાર)—મનેસુઝ.
સાખી—પ્રીતી સાગર દોહલો, કઠણ ઉતરવો પાર
ભ્રમણા રૂપી પર્વતો, વચમાં નડે અપાર--મને સુઝ.
પ્રીત કરે મન અંધ થઇ, તે પછીથી દુખી થાય
સુખને બદલે તે કરે, દુઃખે દુઃખની હાય--મને મુઝ.

## वीरमती मातानी स्तुती करे छे.

### ચતરંગ.

મા શું હું તારા ગાઉ, વરણી ગુણને—મા શું હું.
તુજ દયાનીધી કરજે મારૂં કાજ, તરૂં હું તુજ આશિષે આજ,
મા શું હું તારા ગાઉ—વરણી ગુણને.

## जगदेव वीरमतीने कहे छे.

### ગજલ.

હું શું મુખથી કહું દુખ, જોઇ તુને જ્યારની;
થઈ છે કટારી આ પાર, દુઃખી દીલમાં પ્યારની;

ક્ષણુ એક ન ચેન પડે, ચીત્ર તારૂ ચીત્તમાં ફરે;
પણુ વિચારૂં તો આખરે, શી ઇચ્છા લાચારની.—હું શું

ગુંથ લાદે માલનીયા હારવા—એ રાગ.

હે કલ્યાણી અપરાધ તું કરે કેવા
તોપણુ કીધા હોય તો છે ક્ષમા
ઘટે ન તુજને બોલવું મુખથી
દીનપણે વચનો એવાં— હે કલ્યાણી.

## सूभगा एकली नदी किनारे बेसी गाय छे.

ગજલ.

ચાહું છું જેને મનથકી ઇચ્છે ન મુજને તેહ
ધરતા સદા મેં ધ્યાન તેનું, ગાળી છે આ દેહ—ટેક.
(સાખી) ચાહુંછું જેને પ્રીતથી, ગણુકારે નહી તેહ
બળે પતંગ પડી દીપકે, દીપકને નહી નેહ
દીપક નહી જાણે કે મુજ માટે મરે છે એ—ચાહુંછું.
(સાખી) ભમર વાંસને ફોડતો, પણુ કમળે બંધાય
ભેદે કમળ ન પ્રીતથી. કમળ ન હૈડે ચહાય
કમળ ન હૈડે ચા'ય, ઉલટો કેદ રાખે છે—ચાહુંછું.
(સાખી) ચાતક તરસ્યો જો મરે, ઘનબિંદુવીણુ હાય
સર સરીતા જળના ગણે, તોપણુ મેઘ ન ચા'ય;
તોપણુ મેઘ ન ચા'ય જઇને સીંધુમાં વરશે—ચાહુંછું.
(સાખી) ચકોર નિરખે ચંદ્રને, તજી દેહનું ભાન,
દર્શણુથી પ્રફુલ્લીત બને, પણુ શશી દે નહી ધ્યાન;
પણુ શશી દે નહી ધ્યાન મુખવાદળમાં સંતાડે—ચાહું છું.

## सूभगा लालराजने विनवे छे.

રાગ જોગીઓ આસાવરી,

જન્મી હું પેટ ગુણીકાને જ્યારથી પ્યારા,
લાગ્યા ત્યારથી ભોગ, જાણું મનથી મારા—ટેક.

પણ તેમાં શું વાંક મારો, કર્યું એ વિધીએ કામ.
તોપણ તું ગુણીકાને ગણે, પ્રેમહીણ પ્યારા—જન્મી.
કર તું દયા પ્યારા હવે, મુજ હ્રદયે રમનાર,
દાસી ગણીને કર ગૃહણ, આ હસ્તનો મારા—જન્મ.

રાગ પીલું

નહી નહી તું ના ધીકાર,
નહી તજું તને તું પ્રિય છે હૈયાનો હાર—નહી નહી.
તુજ મુખચંદ્ર જોઇ હું ચકોર જીવું,
તેને તું પ્રેમ દ્રષ્ટ જોઇને ઉગાર—નહી નહી.

## लालराज तरछोडी गया पछी.

ગજલ.

કોને હું દુખડું કહું દુખનો મારા પાર નહી—સુખ હું શી રીતે પામુ
મરૂં છું હું જેને માટે કરે તે દરકાર નહી—પ્રભુ હવે શું થાશે.
દયાળુ દયા મારી તું દીલમાં ધરી—ફેરવ તું હ્રદયને તેનાં.
મારી એ ઇચ્છા પુરી, કરે તીરસ્કાર નહી—એટલી દયા કર ઇશ્વર.

## वीरमती पोतानी सखीने कहे छे.

ગજલ.

હતી આશા જે મને પુરી થશે આજે સહી;
કેમ બેઠી છે હવે, આ હાર પહેરી લે અહીં
માત પીતા કે છે મુખે, વરવા મને જગદેવથી
આપો આપ થયું ઇચ્છીત, સાહ્ય અંબાજી થઇ.

## वीरमती जगदेवने कहे छे.

પદ.

વરૂં હું તને નહી તો નહી પ્યારા, કુંવારી રહી ભવ પુરો કરૂં રે—વરૂં.
માગું કરે છે પીતાજ પુત્રીનું, તોપણ ધ્યાન શું આપો નહીરે
એવી શું ખોડ જોઇ પ્રિય અમમાં કેમ વરવા તણી ના કહોરે—વરૂં.

## जगदेव वीरमतीने कहे छे.

હટ જા કાંના ભરન દે પાની—એ રાગ.

એવું ન બોલ તું અતી છે મને પ્યારીરે
સ્થીતી મારી જોઉં છું વિચારી
પરણી કરૂં શું દુઃખીઆરીરે—એવું ન બોલ.

## सिद्धराज अने दरबारीओ आरती उतारे छे.

આરતી.

જય બજરંગબાલા (બેવાર) અંજની સુત મારૂત પુત,
અંગે મતવાલા—જય બજરંગબાલા;
તેલ ચડે સિંદૂર, ફુલડાંની માલા (બેવાર)
અડદ ચડે આનંદે, છો તું જગપાળા—જયબજરંગ.
ત્રિવીધી તાપ તું કાપ છો તું ભુપાળા (બે વાર)
રંકદાસની ઉપર, થાજો કૃપાળા—જયબજરંગ.

## कंचनी सिद्धराजनी सभामां गाय छे.

ઠુમરી. શોતન ઘર ગયે રહેરે—એ રાગ.

ધન્ય ધન્ય સિદ્ધરાજ આજ સહુ કહે કહેરે,
રૂદ્ર માળ તેં રૂડી ચણાવી, કર્યું કામ જયકારીરે;
ઇંદ્રભુવન સમ શોભિત થઇછે,પાર કોણ લહે લહેરે-ધન્ય
જુગ જુગ નામ રેશે તુજ કાયમ, ધર્મવંત નૃપમાયરે,
શોભાવ્યું તેં કામ સર્વમાં, શુરવીર થયે થયેરે—ધન્યધન્ય.

## सुभगा पुस्तकमां वांचे छे.

શાર્દૂલ.

દાડો રાત હું જંખતી તું વિરહે, છાતી બહુ બાળતી,
કોઈ સ્થાન ન શાંતી રાખી ફરતી, ફર્તી હું પોકારતી;
ભેટયો આજ કરે વતી તું પ્રીતથી, આનંદમાં મ્હાલતી,
લાગે જેમ મળીજ દગ્ધ પતિને, વિયોગમાંહિ રતી.

## સૂભગા એકલી ઉદાસ થઈ ગાય છે.

ઓધવજી સંદેસો કેજો શામને—એ રાગ.

નિરાશ છું દુખ કોની આગળ હું કહું
પાપ પ્રેલે ભવ કર્યાં હશે અપાર જો
તે કારણ હું દુખ આ ભવમાં બહુ સહું
કરગરૂ તોપણ લાલન માને લગાર જો-નિરાશ છું.
ચોંટયું છે જો ચીત્ર એવું મુજ ચીત્તમાં
ખસાવતાં હવે ખસતું નહી લગાર જો.
ઉલટુ દુખ આપીને સાલે દીલમાં
તોય પ્રીતમ કરતો નહી મન વિચાર જો-નિરાશ છું.

## સૂભગા લાલરાજને સમજાવે છે.

રાગ પીલુ.

કેમ દયા હીણુ થઇ લાલ ઝુરાવે.
એવો શો થયો અપરાધ કે ન પાસ આવે. કેમ—ટેક.
ચરણમાં પડી તારા અરજ કરૂં છું
દાસી તું ગણીને ચીત રાખ ઘેર તારે—કેમ દયાહીણુ.

## સૂભગા ઓરડામાં પૂરાયલી ગાય છે.

શાર્દુલવિક્રીડિત

સંયોગીણી રમે પતીશું પ્રીતથી, વિયોગમાં હું રહું,
ચોળે અત્તર ભાળપે પ્રીત થકી, સંતાપમાં હું પડું;
વારી ઉષ્ણ થકીજ સ્નાન કરતી, નેત્રોદકે હું નહું,
રીઝાવે પિયુને વીલાશ કરીને, હું તો રડીને રહું.

## વીરમતી માતાની પ્રાર્થના કરે છે.

ગરબી. સીતાજીના મહીનાનો રાગ.

અહો જગતંબે મુજ માય, તું કરને સહાયરે
નહીં અન્ય તણો ઉપાય, જો તું ભુલી જાયરે

દુષ્ટ જામોતીએ પુરી આંહી, ઉપર દીધી કડી
રાખી કીંકરની તું દયાય, છોડવને માવડી.

## भूतडां स्मशानमा गाय छे.

પીઠી ચોળોને પટરાણીરે—એ-રાગ.

ધન્ય ધન્ય દીવસ ઘણો આજરે
થશે સરદાર આપણો સિદ્ધ રાજરે
કરશું હવે મનગમતી મોજરે
આપણુ કેવાંશું શુરવીરની ફોજરે
તેથી નાચો ધરી સહુ હામરે
સરસે હવે આપણુ સહુનું કામરે
લીઓ લીઓ આ તુંબડી હાથરે
પિઓ પિઓ રૂધીર રૂડી જાતરે

## वीरमती जामोतीना घरमां केद थयेली गाय छे.

ગજલ-ભૈરવી

મુક્ત કરશે કોણુ બંધનથી પ્રભુ વીના,
દુષ્ટાએ લાવીને દગેથી છે ફશાવી ત્યાં;
જગદીશનામી શીવ જાચુછું તને અબળા,
દયાળુ તું કરીને દયા જગદેવ છોડવી જા.

## सूभगा उदास थइ गाय छे.

પદ.

છે સંસાર સાગર દુઃખ કરો નિઃસાર તજવો યોગ્ય સહી,—
માતપીતા સુત દારા સરવે ઋણાબંધથી મળ્યાં અંહી;
સ્વારથમાં આ જગતવીટાયું સત્ય અચળ,કંઈ સુખદ નહીં.-છેસં.
ઘર લુંટાયુ પ્રિય મુવો મુજ માત દશા બહુ બુરી થઈ,
રાજાની અવકૃપા થઇ માટે,સાધવી થઈ જવું મઠની મહી.—છે સં.

## जगदेव वीरमतीने कहे छे.

કહું ક્યા ફલકકા —એરાગ.

મરૂં હું જે અર્થે તે તો યોગ્ય થાએ,
પણ તું. મરે વ્યર્થ છે યોગ્ય ના એ;
તેથી પ્રથમ મેં કહી નાજ પ્યારી,
પરણી મને સુખ ન પામી જરાએ.—મરૂં.
તેથી તું પ્યારી અરે ઘેર જાને,
વચન મારૂં છેલું કરી માન્ય આએ.—મરૂં.

## वीरमती उत्तर आपे छे.

લાવણી.

વદો મુખ વચન તમે વિચારી
સમજું થઇ થયા શું અવિચારી
પ્રાણ દેહને તજી જતાં કહે, રહેજે તું હયાત
એમ નીરજીવ જો દેહ રહે તો, કોણ રડે જીવ માટ—વદો.
તેમજ પતી પત્નીનું સમજો, પત્ની દેહ પતી પ્રાણ
તે રીતે જો પ્રાણ જાય તો, થાય દેહની હાણ—વદો.

## जगदेव वीरमतीने मारती वखते.

પદ.

પ્યારી હું કેમ મારૂં તને હાથે,
પરણી મને સુખ લેશ ન પામી;
પણ દુઃખ સહ્યું મુજ માટે—પ્યારી.

## जगदेव सिद्धराजने समजावे छे.

રાગ પદ.

કરો કુશળ રહી રાજ, દયાળુ કરો કુશળ રહી રાજ;
આપ દુખે નહી પ્રાણ દેઊં તો લાગે કુળને લાજ—દયા.
લાભ નહીં જીવ્યાથી મારા, આપથી પળશે લાખ;
માટે તમે અટકાવો ન અમને, ખુશીથી કરીએ કાજ—દયા.

## દૈવીવાણી.

શામ્પુરીતું સખુરરે પકડ ગુલનાર—એ રાગ.

નઉન્મત થતો બાબરા તું લગાર
કરૂં દુષ્ટ તારી ગતી હું આ વાર,
તેં નિર્દોષને દુઃખ આપ્યું અપાર;
તેનું દુષ્ટ ફળ ચાખ તું આ લગાર.

## सिद्धराज, वीरमती अने जगदेव साथे मातानी प्रार्थना करे छे.

ગરબી.

અમે વિનવીએ તુજને માય, વીનયથી કર જોડી
જેથી પાપ બધાં ધોવાય. દયાળું તું માડી—અમે
તેં બ્રહ્માંડ સકળ સ્થાપીને, કર્યો અસુરનો નાશરે
ભક્તનું પાલણુ માજી કરોછો, તોડી ભવનો પાશ—દયાળુ
બ્રહ્મા વીષ્ણુ સુરેશ્વરને, છે ઉમયા પતી મહેશરે
સારદ નારદ સુકસનકાદીક, સ્તુતી કરે તુજ શેષ—દયાળુ
ભક્તનું તારણુ દુઃખ વિદારણુ સુખ કારણમા શુરીરે
તોતળી જીભથી શાગુણ ગણીએ, આશા પુરી અમારી—દયાળુ

## माताए सिद्धराजने आपेलो आशिर्वाद.

શાર્દુલવિક્રીડિત છંદ.

મોટા વારણુ તુજ બારણુઝુલે રણમાં વધેફીરતી,
દે ઐશ્વર્ય તને સુરેશ્વરસમુ સર્વેશ્વરાધીપતી;
સંપત્તી સુખ સંતતી નીત વધો પામો પ્રજાની પ્રીતી.
ભક્તી સન્મતિ શાંતિ સદ્‌ગતીથકી સુનીતી પામો અતી.
પામો ચાર પદાર્થ અર્થ સરજો કીર્તી રૂડી પામજો,
દીર્ઘાયુ હજો સ્વધર્મ ધરજો શત્રુને સંહારજો;
પ્રેમે રૈયત પાળજો પ્રતીદીને દિલે દયા વાસજો.
થાજો સર્વ સુકાર્ય સીદ્ધ સિધરાજ કલ્યાણ તારૂ થજો.

## मातानी आज्ञाथी जोगणीओ गाय छे.

લાવણી.

ગુણુ તારા, કોણુ ગણી શકે ગણુનારા—ટેક.
ઘટઘટમાં તું વાસ કરીને કષ્ટ દાસનાં કાપે
ભાવે ભક્તી કરે તેહને તું ફળ આપે સારાં.—ગુણુ તારા
હણ્યાં અસુર તેં અનેક પુર્વે સુરને દુખ દેનારા
સૃષ્ટિ તણું હીત જાણી મનમાં કરે વૃષ્ટીની ધારા—ગુણુતારા

---

## વિરસિંહ ને ચંદ્રિકા નાટકમાં ગવાતાં ગાયનો.

## વિરસિંહ ઇશ્વર સ્તુતિ કરે છે.

ધ્રુપદ.

અકળ સકળ વ્યાપી, શકતી જળ સ્થળ સ્થાપી;
પ્રભુતા તારી અમાપી, અનાદી અગોચરા;
અવીચીંત્ય અવિનાસી, અખંડ આકાશવાસી;
પ્રણમું પ્રકાશરાશી, અજાત સર્વેશ્વરા;
રચના વીવીધ તારી, મતિ શું વિચારે મારી;
ત્રીવીધીના તાપહારી, અનુપ શું ઈશ્વરા;
નર જે તને ન જાણે, વૃથા દેહ ભાર તાણે;
પરસનતા પુરી માણે. શાંતી દે અઘહરા.

## ચંદ્રિકા સખિઓસહ માતાના મંદિરમાં પ્રવેશ કરતાં ગાય છે.

લાવણી.

ચાલો બેની દરશન કરીએ માતાજીનું પ્રીતે આજ,
પાપ મટે તન તાપ ઘટે, વળી પુરણુ થાએ મનનાં કાજ.
માત અંબીકા જગત જનેતા જેને નમે છે ત્રણે લોક,
દુખહરતી સુખકરતી માતા ભક્તજનોનો ભાગે શોક,

અલ્પ મતીથી શા ગુણ ગાઈએ નારદ શેષ ન પામે પાર
ભેષાસુર અસુર વિદારી ભૂમીનો ઉતાર્યો ભાર.

## ચંદ્રિકા માતાનું સ્તવન કરે છે.

### રાગ—ભેરવીનું પદ.

ભજને સુખકંદ ભવફંદ શ્રીમા, નિરંતર મને ધ્યાન ધરીએ.—ટેક.
છે અશેષ અહિકેશ બાળેવેશ જે શુરેષ ને મહેશ રટે હમેશ, નમીએ.

## બે બ્રાહ્મણો અન્યોઅન્ય ગાય છે.

### ભોજાભગતના ચાબકાનો રાગ.

(૧) તું તો સાંભળ મારા ભાઇ કુવરી પઈણા જેવડી થઇ—ટેક.
એરે જો કુંવરી મને પઇણે તો મઝા થાએ સહી,
લાડુ ખાઇએ લસબંસતા બહું, નાચ્યાની શીરે નવાઇ.—તું.
(૨) બેસ બેસ મૂરખા શેખચલી તું, નાગી શી કરે ભવાઈ,
તારા કપાળમાં ડામ લવારનો, અક્કલ ચરવા ગઇ.—તું તો.
દશા અગીઆરમું ઘયણુના છોડું, ભેંસનું દાનજ લેઈ,
ખાડા ખબોચીઆમાં ડબચાં મારૂં ચ્યમ મને પઇણે નાહી-તુ.

## પ્રેમપીડિત ચંદ્રિકાને તેની સાહેલીઓ દિલાસો દે છે.

### રાગ—મેવાડો.

બે'ની બાવરી શું બની જાયરે, જરા ધીરીરે ધીરી,
વારૂ આમ કરે શું થાયરે, જરા ધીરીરે ધીરી.—ટેક.
ઈશ્વર દીનદયાળ છે રે, કરશે પુરા મન કોડ,
તુજ ગુણ રૂપ સમોવર દેઇ, પૂરસે હૈયાની હોડરે.—જરા.
પ્રેમના પંથે પ્રવાસ કરતાં, ત્વરા કરે દુખથાય,
ગુણીઅલ છે તને શું કે'તું, શાંતીથી સુખ થાયરે.—જરા.

## વિરસિંહ મિત્ર ગુણ ગાય છે.

### રાગ—ભૈરવ.

પ્રિતી રીતીની નિતી જાણી, જાણી વિનય ઉર આણી,—પ્રિતી.
ગુણસાગર પ્રિય સાગર ગુણનો,મીત્ર ભક્તી પ્રમાણી.—પ્રિતી.

મધુર વચન તન મન નિરમળ યશ, ધન્ય સજન પૂન્ય પાણી.—પ્રિતી.
મિત્ર મનોહર સુખકર દુખહર, સૂભાગ્યે પ્રિત બંધાણી.—પ્રિતી.

## વિરસિંહ ચંદ્રિકાનું સ્વરૂપ વર્ણવે છે.

રાગ—બિહાગ.

ગૌર ભાળ, ઝગમગતું લાલ, અનુપ સું—દરી.
મનહર નયન હરણ સમ, છે મૃદુ કંચન કાય—ગૌર—ટેક.
અહિફણી સમ કેશ કરિ ગતિ રસદ અધર કટી સીંહ સમી.
ગુલાબી ગાલ—ગૌર ભાળ.

## ચંદ્રિકા વિરસિંહને વિનવે છે.

પદ.

કોઇ ચઢાવે ધનુષબાણ મેરે પતી સોહી—એ રાગ.
વિનતી સ્વિકારી તમે કરો સુખીઆરી,
નહી તજુ તમને કદી દેહ પડે મારી—વિનતી—ટેક,
ઘટે ન અનાદર કરવો, જુવો તમે વિચારી,
દયાદષ્ટિ રાખો રોષ દીલથી ઉતારી—વિનતી.
પ્રિત કેરી કાળજામાં વાગી છે કટારી,
કર ગૃહણ પ્રીતથી કરો વિનયધારી—વિનતી.

## વિરસિંહ ને ચંદ્રિકા પરસ્પર ગાય છે.

ગઝલ.

વિર.—સાંભળ અધીરી કુંવરી, શાસ્ત્રની નિતી હું કહું.
ચંદ્રિ.—પ્રેમ છ શાસ્ત્રમાં નહીં, સાંભળ.
વિર.—પ્રિતોદધીમાં કલેશના, ખડકો છે ગુપ્ત જો ઘણા.
ચંદ્રિ—નૌકા તો થાય ત્યાં ફના. સાંભળ.
વિર.—માર્ગ ચુકી ભમ્યાં કરે (નૌકા), કહે ક્યમ પાર ઉતરે.
ચંદ્રિ—શકાન સ્ત્રી કરે ધરે. સાંભળ,
વિર.—પ્રિત દગો દેતી બહુ, સુખ દુખ વા વાએ બહુ.
ચંદ્રિ—પરિક્ષા તેને હું કહું. સાંભળ.

વિર.—પ્રથમ વિચાર્યું સારૂં છે, રડવું પછી નઠારૂં છે.
ચંદ્રિ—ડગતું ન મન મારૂં છે. સાંભળ.
વિર.—તુજ પીતાની આજ્ઞાવીના, પરણું હું કેમ જો મના.
ચંદ્રિ—ગંધર્વ લગ્ને ના મના. સાંભળ
વિર.—સ્ત્રીઓ હજારો જો મરે, કૂધારાને બાઝી વરે.
ચંદ્રિ—સ્વયંવરો કાં ના કરે ! સાંભળ.
વિર.—કે, તું શી મરજી તારી છે, વીનંતી મેં પ્રચારી છે.
ચંદ્રિ.—તમ પદ સેવપ્યારી છે. સાંભળ.

## ચંદ્રિકા વિરસિંહની ચર્ણસેવા કરતાં ગાય છે.

### કલ્યાણ.

પાય પલોટે દાસી પ્રાણથકી પ્યારા,
શિર ઢાંકણ મમ જીવનધારા.—પાય પલોટે.—ટેક.
પૂર્વજન્મમાં મેં પુણ્ય કરેલું.
આપથી લગ્ન તેનું ફળ આ મળેલું,—પાય પલોટે.
રાત દિવસ આપ પદારવીંદે,
રહી શેવીસ તેહ નીત્ય આનંદે.—પાય પલોટે.
ધન્ય દીવસ ઘડી ધન્ય આ જાણું,
પ્રેમે નિહાળી મુખ મહાસુખ માણું.—પાય પલોટે.

## ચંદ્રિકા કારાગ્રહમાં વિલાપ કરે છે.

### રાગ વેળાવળ.

વનચર વીરા વધામની.—એ રાગ.

હું હીણુ ભાગ્યણી પાપણી. દુઃખ ખમવા સર્જેલ;
માતપીતા વૈરી થઇ. ભુંડા હાલ કરેલ —હું હીણુ ભાંગ્યણી.—ટેક.
ન્યાયની આશ જ્યાંથી કરૂં, તે પીતા થયો અંધ;
ઓરમાન માએ દુખ આપવા, રચ્યો આ સહુ ફંદ.—હું હીણુ.
કેશવ કરૂણાનીધાન તું, રંકજન પ્રતિપાળ.
વહાર કરો વેગે બાળની, નહી તો કરશે તે કાળ.—હું હીણુ.

સ્વામી તમે સુખી કે હશો, દુઃખી જાણું ન કાંઈ;
હાય પરાધીન હું પડી, છાતી ફાટે છે આંહી.—હું હીણુ.
સુખનો સૂરજ ગયો આથમી, દીસે અંધારૂ ઘોર,
ફટ ભુંડી વિધાતા ક્યમ થઈ, મુજ સુખતણી ચોર.—હું હીણુ.

## ચંદ્રિકા ભ્રાંતિમાં પીયુ મર્ણનો વિલાપ કરે છે.

### લલીતછંદ.

પ્રિયપતી અરે શીર છત્ર તું, ઘટિત એ નહી છોડી જાય તું;
ગરિબ દાસિની દાઝ ના ધરી, અવનિમાં મને એકલી કરી.
કસુર શી પડી કેમ કોપિઆ, વચન પ્રેમનાં કેમ લોપિઆ;
ધિરજ છાતિમાં ના રહે જરી, અવનિમાં મને એકલી કરી.
તુજવિના મને કોણ પાળશે, દુખડું તું વિના કોણ ટાળશે;
મુજ બન્યા પિતામાતરે અરી, અવનિમાં મને એકલી કરી.
જળધિ મીનને કાઢયું જેમ છે, મુજ દશા પિયુ જાણ તેમ છે;
નિરખ પ્રેમથી દાસિને ફરી, અવનિમાં મને એકલી કરી.

## ચંદ્રિકા જુદી પડતાં ચાતુરીકાને દિલાસો દે છે.

### રાગ સીતાના મહોનાનો.

મારી બે'ની નાકર કલ્પાંત તને મુજ સમ છે,
શાણી સાહેલી થા તુ શાંત સમજુ તું પર્મ છે;
તને રડતી જોઈ મારી વા'લી હૃદય મુજ ફાટતું.
ગુણ તારા ગણે ન ગણાય સ્મરણ મનમાં થતું,
મારી ચડતી થશે જે વાર ભુલીશ ના હું તને;
બેની વીનવું જોડી હાથ સંભારજે તુ મને.
થતાં વિયોગ તારો સખી મુજ હૃદય ફાટી જાય છે;
વાંક કરજે તું ક્ષમા મુજ ધીરજ ના ધરાય છે.

## વિમાન બેટ ઉપર ઉતરતાં ચંદ્રિકા તથા વિરસિંહ ગાય છે.

### રાગ પીલુ.

ગોમતી માત તારે આધારે—એ રાગ.

**વિર.**—દીસે છે નભ પ્યારી ગંભીર અપરીમય,
દક્ષતા કરતાની કેવી સુખમય ન્યારી.

ચંદ્રિ.—વાતાવરણે ગોળા દીવમાં ભ્રમણ કરે,
ગતી છે અકળ મતી ચાલે નહી મારી.
વિર.—જોને છે સમુદ્ર નીચે અગાધ જળેથી ભર્યો,
હજારો નદીઓ મળે શાંત હદધારી.
બંને.—ઉપર આકાશ અને નીચે સમુદ્રને જોતાં,
ભરૂસો છે ભારી ભગવાન તારો અમઉર,
પાર તું ઉતાર કરતાર વીઘ્નહારી.—દીસે છે.

## વિરસિંહ વિમાન બળી ગયાથી

રાગ—ગઝલ.

પ્રભુ મુજ હાલ કર્યા શ્યા આ, અરે આ શું થયું પળમાં,
મળીશ હું કેમ પ્રિયાને હાય, નસીબ ફુટયું નસીબ ફુટયું;
જોઇશ તું વાટ વાલી મારી, દશા શી વનમાં તારી,
તજીશ તું પ્રાણ હાય પ્યારી. હવે મરવું હવે મરવું.
વીધીએ લેખ લખવામાં, દયા નવ રાખી રૂદિઆમાં;
પેલે જનમે મળીશું પ્રાણુ, હવે મરવું હવે મરવું.

## અગ્નીની ચેહમાં પડતાં વિલાપ કરે છે.

રાગ ગઝલ.

સમાલ તેગ અદાકો જરા—એ રાગ.

મરૂં છું હાથથી હું વીશ્વનાથ આજ જોને,
કર્યા તે એમવીના દુઃખનો ન છેડો જોને.—મરૂં છું—ટેક.
નિશાએ સ્વપ્નમાં પણ સુખની ન છાંય દીઠી,
ધિરજ ધારતાં ઘડીક ના ધરાય જોને.—મરૂં છું.
સર્વજ્ઞ સ્વામી સાક્ષી મુજ દુખકેરો છુ તું,
દયાળ લે ઉઠાવી પાય હું પડું છું તને.—મરૂંછું.
સંસારસીંધુ દુઃખ વારીનો અપાર દીઠો,
પ્રિયા વિયોગથી આ છાતી ફાટી જાય જોને.—મરૂં છું.
પ્રણામ માતપીતા મીત્રને કરૂં હું પ્રીતે.
સ્વીકારી વાંક મારા કરજો ક્ષમાજ મૂને—મરૂં છું.

જાણે અજાણે કર્યા પાપની ક્ષમા તું દેઇ,
મેળવજે ચંદ્રિકાને પૂર્વ જન્મમાંહી જોને.--મરૂં છું.
લાગ્યાં છે કાષ્ટ આ પ્રદીપ્ત અગ્નિ તીવ્ર થઈ,
ચંડાળ કર્મ લે આ દેહ બળી દેઉં તને.--મરૂં છું.

## સુશીલા એકલી વનમાં વિલાપ કરે છે.

### રાગ—ભૈરવી તથા ગઝલ બનેમાં ગવાય છે.

નિર્દોષીતને દમું શું દેવ, તારા ઉરમાં દયા છે કે નહીં?
પતીના વિર્હે પીડું, ન્યાય ઘટીત છે કે નહીં?
પ્રભુતાનું એ ભૂષણ નહીં, અનાથને દુખ આપવું,
દયાળું થઇ દીનને પીડે, તુજ દીલમાં સમજ છે કે નહીં-નિ.
ક્યમ તું રીબાવું છું મને, હું છું મરેલી મુળથી,
એ કામ છે અસુરનું પછી તુંજને શરમ છે કે નહીં.—નિ.
કયા જન્મના પાપનું, ફળ આપું છું આ જન્મમાં,
તુજ પ્રૌઢતા લાજે પ્રભુ, શીશુપર પ્રીતી છે કે નહીં.—નિ.

## સુશીલા બગીચામાં પતિનો વિર્હ જણાવે છે.

### ગરબી.

દુષ્ટ વિધાતા દુખનો દાતા દીનને,
ન્યાય ઘટીત આ તારો ના કે'વાય જો.
પુરવ જનમના પાપની શિક્ષા આપવા,
પતિવિયોગ એ યોગ્ય જરી ન ગણાય જો.—દુષ્ટ.
હે નિરદય થઈ દુખ બીજાં ડરીએ નહીં,
વિર્હ પતિનો અબળાથી ન સે'વાય જો;
પ્રભૂતા લાજે કેમ સમજ તુજને નહીં.
અસુર પેકે પીડતાં ના શરમાય જો.—દુષ્ટ.
હું છું મરેલી મૂળ થકી પછી શું દમે,
દયા ક્ષમાપ્રભૂ તુજથી ક્યમ વિસરાય જો;
માનીશ તારો પાડ મેળવ મુજ કંથથી.
વધુ કહે તને સારૂં ન ગણાય જો.—દુષ્ટ.

## માછી માછણને મનાવે છે.

રાગ—પરજ.

માછણ.—ઝંપી રે'વા ન દીધી એક ઘડી ઝાંપડા,
ઝરખે મેલડી તને આખો એ ઝાંપડા.
માછી.—લછ્મી તું રૂડાં પગલાંની હે ગોરડી,
ઘરનું અજવાળું મીઠી આંખડી હે ગોરડી.
માછણ.—પાડાની પેઠ હીરાવી ઘેહછાહઝાંપડા,
વાડાની ડોડીઆ નહાડી તેં ઝાંપડા.
.છી.—વાલી મને તું જેમ કુણીરે કાકડી,
આભલામાં તારા જેવી નોહે કો ગોરડી.
માછણ.—છેડસો ફાડીને હેંડી નાતરે એ ઝાંપડા,
મુચ્ય ખોયણું તારા ખોયડામાં ઝાંપડા.
માછી.—શકરી ચપળ તુંથી હારે જો કાગડી,
કુબજાના જેવી રૂપે રૂડી હે ગોરડી.
માછણ.—પીતો હાલ્લાંબે તાડીનાં તું ઝાંપડા,
થુંન્ચાથી ભાંજ હોડે પાડયું એ ઝાંપડા.
માછી.—લટકાળી જેવી બીજી રૂપાળી માંકડી,
વાઘણ જોર તુંજ હાડમાં હે ગોરડી.
માછણ.—ભોજે મારૂં પાનું તુંથી પડાયું એ ઝાંપડા,
હેંડી આ મારે ભાને ઘેર એ ઝાંપડા.
માછી.—વેનતુ વાલીડી તને છોડું ન ઝુપડી,
ઘર તો હમહાન જેવું લાગે એ ગોરડી.

## ચંદ્રિકા એકલી ગાય છે.

પદ ભૈરવી.

સાયંકાળ થવા આવી પરંતુ પતિ પધાર્યા કયમ નાહી—ટેક.
નયણ મારગ નિરખે અધીરાઈએ, પંથ ભુલ્યાશું ત્યાંહી—સાયં.
અઘોર વન ઘનઘોર ઘટા તરૂ, વિકાળ પશુ છે આંહી—સાયંકાળ
પળપળ યુગસમ ધડકે છાતી મુજ, ધીરજ હારે આંહી—સાયંકાળ

થાએ શુકન ભુંડા હરબડું દીલમાં, જીવડો જાશે આંહી--સાયંકાળ.
ત્વરાએ આવો પતી તરફડું તમવીણ, એકલું રે'વાય નાહી--સાય.

## ચંદ્રિકા બાળક રડતું જોઇ.

### ગરબી

મારારે સ્વામી બોલોને વાલા.--એ રાગ.

બાળારે મારા છાનો તું રે વાલા,
કરે છે તારી માડી કાલાવાલા--બાળારે મારા.
રડેરે શિદ પાણી નયન આણી,
છાનો રે તું તો શુણી આ દીન વાણી—બાળારે.
આપુ સ્તન મુખમાં છોડે શિદ તું ?
દુધ શું નાહી હાય ભૂખ્યો શું તું—બાળારે.
ભુખે પેટે ધાવણુ શું આવે,
ખાવાનું તારા પીતા હમણાં લાવે--બાળારે.
રડયા થકી પેટ મહીં દુખશે,
તેથીરે તારી ભૂખ નહીં મટશે--બાળારે.
કુંવર મારો ડાહ્યો બહુ જાણું,
રહ્યો તું છાનો મા-નું કહ્યું માન્યું--બાળારે.

## ચંદ્રિકા સ્વપતિને ન આવ્યો જોઇ વિલાપ કરે છે.

### સીતાના મહીનાનો રાગ.

મારા પ્રાણરક્ષક શિરછત્ર, પધારો પ્રિતથી,
દાસી એકલી મન અમુઝાય, ધીરજ રે'તી નથી.
પ્રાણનાથ ઘટે નહીં લેશ, તજી જવી વનમાં,
લગ્ન સમયે વચન બોલ્યા શુંય, વિચારો મનમાં.
એવી કસુર શી પડી પ્રિયકંથ, તજી મુજને ગયા,
હતા કોમળ હૃદયના કંથ, કઠણ કયમરે થયા.
પતી આપ હતા નીતિવાન, અનીતિ આજે વરી,
મુકી રખડતી જંગલ માંહી, રોતી દાસી શું કરી.

માત તાત તજી પ્રાણનાથ, હું સાથ આવી અહીં,
કરશો ન મને અનાથ, આધાર બીજો નહીં.

## પુત્રની ટોપલી સમુદ્રમાં તણાઇ જવાથી ચંદ્રિકા કલ્પાંત કરે છે.

### રાગ—ભૈરવી ગઝલ.

છોડી શું ચાલ્યો બાળ, મુકી એકલી મને
મુકી એકલી મને, દયા ક્યમ નાવીરે તને—છોડી શું—ટેક.
ગુજારતીતી દુખ દા'ડા જોઈને તને,
ધસાવ્યા મારા હાથ દગો તેં દીધો મને—છોડી શું.
બળતીતી છાતી રોજ પીયુના વિયોગથી,
કીધો તેં ભડકો હાય હોમી ધી દયા તજી—છોડી શું.
રાખ્યો મેં માસ નવ તને પેટમાં બાળા,
જાણ્યું મેં નહી હાય થશે પેટના લાળા—છોડી શું.
તારા પીતા વિયોગે હતી આશ તારામાં,
તું આવ પાછો આવ પાછો આવ ખોળામાં-છોડી શું.
હવે દેહતણી વેઠ વૃથા શીદ ઉપાડું,
આ કર્મ કેરૂં દુખ કોની આગળે રડું—છોડી શું.
માગું છું પ્રભુ હાથ જોડી એટલું હવે,
વીરસીંહ પામું નાથ બીજે જન્મ તો થવે-છોડી શું.

## સુશીલા પતિના વિરહથી વ્યાકુળ થઇ વિલાપ કરેછે.

### ગઝલ.

સમાળ તેગ અદાકે.—એ રાગ.

વિયોગ દુખ સહ્યું જાય ના પધારો પતી
વિલંબ ના કરો ધીરજ તો ધરાતી નથી.—વિયોગ.—ટેક.
કઠોર છાતી પીયુ કેમ દયા છોડી કરી,
પ્રીત એ નથી તજવી પ્રિયાકેરી પ્રીતી.—વિયોગ.

સોંપી માતા પીતાએ મુજને તમને પીયુ,
પકડી હાથ પછી કેમ કરી મુને જતી.—વિયોગ.
સંભાળ લ્યો હવે નહીં તો હું મરીશ હાથે,
ઘટે ન ક્રૂર થવું આટલું વિચારો પતી.—વિયોગ.
સંસાર સ્વપ્નરૂપ હાય સ્વામી મુને થયો,
ચોતર્ફ દુખ દેખું સુખ તો જણાતું નથી.—વિયોગ.

## દાસીરૂપે ચંદ્રિકા વિરહનું કષ્ટ જણાવે છે.

### રાગ —પદ ભૈરવી.

દુખ સહવાને સજી શું સૃષ્ટા તેં મને,
પિયુનો વિરહ દેવો ઘટે ન તને.—દુખ.—ટેક.
જાણું જળમીન સમપતી પત્ની પ્રીત છતાં,
છુટા કરૂં કેમ પ્રભુ કહીએ શું તને.—દુખ.
વિરહ અમાપ તાપ તપે તનમાં અસહ્ય,
રીબાવી ન માર કરતાર તું મને.—દુખ સહવાને.
પ્રભુતાની પ્રીત પ્રભુ પ્રીતથી પરી ન કરી,
સંયોગ સ્વામીનો માગું વીનવી તને.—દુખ.

### શિખરીણી.

કર્યાં હોશે પેલે, જનમ બહુ પાપો તજી દયા,
નડે આ જન્મે તે, ફળદ દુખરૂપી થઈ રહ્યાં;
વિખુટી પીયુથી, સુતથી મન ચીંતા સળગતી.
કરે કોટી યત્નો, ધિરજ સુખ શાંતી થતી નથી.
ફરૂ ખાઊં પીઉં, નિરખુ વળિ સુણુ સમજું છું.
પરંતુ બેભાને, દિવસ રજની ખીન્ન રહું છું;
જીવ્યાથી આ રૂડું મરવું પણ ભાગ્યે લખ્યું નથી,
કરે કોટી યત્નો, ધિરજ સુખ શાંતી થતી નથી.

## વિરસિંહ એકલો રાજાની દરબારમાં.

રાગ ગઝલ.

પ્રિયા વિયોગે હાલ છે, બેહાલ જો મારા,
તન તાપ છે ભારી, દશા આ શી રે મારી—પ્રિયા. ટેક.
લલાટ લેખ વીધિના, મિથ્યા તે નહિ થશે,
બન્યું અબન્યું થાય ના, પ્રભુ મરજી એ હશે--પ્રિયા.
દશા શિ તારી પુત્રની રે હાય ના કળાય,
પરાધીન ભરૂં પેટ હું, દુખ જીભથી ન કથાય--પ્રિયા.

## કંચની કીર્તિધ્વજ નૃપના રાજમંડપમાં ગાય છે.

ઠુમરી—છાંડ દે—લંગરવા મુરખ—એ રાગ.

પામો શુ પ્રતાપ તન પરીતાપ વામોરે,
ધર્મથી રાજ્ય ચલાવી યશ પામોરે-- પામો શું. ટેક.
રીદ્ધી સીદ્ધી તણી વૃદ્ધી વધો, નીત્ય વારણ તોરણ ઝુલોરે.
વારણ વારણ વારણરે, ચીત્તથીન ક્ષણ સુનીતિ વિસારોરે-પામો.

રાગ—ગજલ—કબતરા સરવેરના.

શોભિતી છે આ સભા, જો સુરેશકેરી બીજી—ટેક.
કહી ન જાય તેની ઉપમા છે દીવ્ય તેવી;
નિરખી દૃષ્ટી સુખ થાય મન જાય રીઝી--શોભિતી. ટેક.
જણાય છે નરેશ વેશમાં સુરેશ સમ;
હમેશ દે પરેશ પ્રૌઢતાને પુણ્ય રીઝી--શોભિતી.

## વિરસિંહ ચંદ્રિકાને મુર્છીત સ્થીતીમાં નિહાળી.

ઈન્દ્રવજરા છંદ.

શું ભ્રાતી કે સ્વપ્ન મને દીશે છે? શું ચંદ્રિકા તે પતિને મળી છે?
આ કર્ણ શું પ્યારી ધ્વની શુણે છે, વિચીત્ર તર્કો મન તો કરેછે.

## તમામ પાત્રોસાથે મળી.

છેલ્લી આ વીનતી અમારી, પરહરી ક્લેશ દ્વેશ હમેશ પરેશ ભજો.
પ્રતાપ અમાપ ત્રયતાપ ભયહારી.—છેલ્લી આ. ટેક.
પ્રતીતી ખરી પ્રીતીની ચીતમાંહી ચીતરવા,
હરવા કુમતીને અનીતી દુખકારી—છેલ્લી.
યથામતી શકતીથી ભજાવ્યું આ નાટક અમે,
દોષ તજને ગૃહી હંસ નીતિ સૂખકારી.—છેલ્લી.
નાટયકારની આસીષ સ્વીકારો સનેહયુક્ત,
ઉભય લોકમાં પામો શાંતિ તાપહારી.—છેલ્લી.

## બધા પાત્રોસાથે મળી પ્રભુ પ્રાર્થના કરે છે.

### ભુજંગી છંદ.

ભુમી વ્યોમ વાયુ અને વન્હિપાણી, દિસે સર્વ ઠામેજ સારંગપાણી;
અનાદી સ્વયંભૂ રૂડા સાક્ષિ સ્વામી, નમામી નમામી નમામી નમામી.
પ્રભુ વીશ્વ કલ્યાણકારી જગેશ, નડે મોહ વીકાર ગુણો ન લેશ;
જગતતંત્રમાં લેશ દીસે ન ખામી. નમામી નમામી નમામી નમામી.
તરૂપત્ર તું મર્જીવિન ન હાલે. રહી શુભ પ્રેમે અમોને નિહાળે;
કળા કોણ તારી કળે ઓ અનામી નમામી નમામી નમામી નમામી.
અમે મંદ અજ્ઞાન ને અલ્પ પ્રાણી, કૃતી શુભ છે તુંથી ના ગુણગામી;
મતી દે પ્રિતી તુજમાં જાય જામી, નમામી નમામી નમામી નમાતી.

# સીતાહરણનાં ગાયનો.

## કળાવંતનીઓ ગાય છે ( ઈશ્વર સ્તુતિ. )

પદ.

આનંદ કંદ, તું ઇશ અભીનંદન,
પ્રથમ પરમ પ્રિતે તુજ પદ વંદન—આનંદ.
તુજ ગુણ ગણ કેમ વરણી શકાએ;
કવિ મતિ ગતિ અતિશે હારી જાએ—આનંદ.
લીલા તારી વીશ્વથી ન્યારી,
કોણ કળે તુજ શક્તિ છે ભારી—આનંદ.
અંતરજામી અવિચળ ધામી,
તુજ રચનામાં નહી કંઈ ખામી—આનંદ.

## દશરથની સભામાં કળાવંતનીએ ગાયેલું ગાયન.

પદ.

હે કર કર્મ ઘણું સરવેથી તુજને સરજ્યું કરવાનું.
એવા ઉત્તમ કર્મ આચરે તેથી થશે ભવ તરવાનું.—હે કર.
સર્વે અંગ સાચવવા તારે ઉદ્યમે ઉદર ભરવાનું.
સેવાથી સૃજનાર રીઝવે ફરી ન પડે ભવ ફરવાનું.—હે કર.
પ્રિતીવડે પરમારથ કરજે અંતે એજ ઉગરવાનું,
પાણી તરસ્યા જનને પાજે દેજે ચરવણ ચરવાનું;
દીન દેખીને દાન આપજે ખરૂં પુણ્ય નહી ખરવાનું,
કહે છોટમ બહુ પુણ્ય કરે તો ઠામ મળે શુભ ઠરવાનું.—હે કર.
(છોટમકૃત કિર્તનમાળા.)

## જનકપુરીમાં જનારા બ્રાહ્મણે ગાતા આવે છે.

લાવણી

બધા—ચાલો ચાલો સઉ હીંમતે આગળ નહી તો જાશો ચળી,
પેહલો—નહી આવું હું આગળ ભાઇ રાક્ષસ જાશે ગળી;
દોશી—સબુર બચ્ચા નહી જાતો આગળ પળમાં જાશે છળી.
બધા—ભોગ લાગ્યા કે મંડપ આશે મરવા આવ્યા મળી—

ઝુલ.

પેહેલો—નથી જોવો સ્વયંવર મારે,
બીજો—હવે જઇશ તું એકલો ક્યારે,
ત્રીજો—ફરી રાક્ષસ આવે છે ત્યારે,
ડોશી—હાય મુઈ હું આવી ક્યાંરે, ક્યાંરે ખાંડ ખાવા ગળી.—ચાલો.

ઝુલ.

છોકરો—અરર મા મને શાંત હવે ક્યાં જાઉ,
લંગડો—ઓ ભગવાન તું મને કેની ક્યાંય સંતાઉ,
રાક્ષસ— દોડી જશો તમે સૌ ક્યાંય બધાને ખાઉં,
લંગડો—ઓ રાક્ષસકાકા કે'તો નહી મને ખાઉં,
રાક્ષસ—નહી ખાઉં તો જાઉં શું ગળી.—ચાલો ચાલો.

## राम बागमां प्रवेश करतां.

શાર્દુલવિક્રીડિત.

જો ખીલ્યા બટમોગરા વિવિધ, આ ગુલાબ ને કેતકી;
દ્રાક્ષો અંજીર શેતુરો રસ ભર્યા. અક્રોડ પસ્તાં વળી;
વૃક્ષો અમૃતણાં ફળો થકી દીસે, ભૂમી શું ભેટ્યા વળી;
દીસે રમ્ય વસંત ઋતુથકી આ, ઉદ્યાન શોભાવળી.

## रामचंद्रजी बागमां मंदीर पासे जईने प्रार्थना करे छे.

ગીતી.

કેશરી વાહન શોભે, ઓપે અશી કર વિશે અતી સારી;
અપર ગ્રહી કર બીજે. દુખ હરતી સેવકના અઘહારી.
તેથી ચરણ શીશ નામી. વંદુ ગૌરિ અતી હું પ્રીતેથી;
સુખકરણી. દુખહરણી, ઇચ્છા પૂરણ કર મુજ હીતેથી.

## जानकी बागमां प्रवेश करतां गाय छे.

હોરી.

ખીલ્યો વસંત બહાર.
સખી તું જો આ મનોહર બાગ ફરીને.—ખીલ્યો.

આંબેરે માંજર ઝુલી રહ્યા છે—વેલા ખીલી છે અપાર.—સખી તું.
જાઇ જુઇ ચંબેલી ખીલી છે—ભમર કરે છે ગુંજાર.—સખી તું.

## सीता मातानी प्रार्थना करे छे.

### શાર્દુલવિક્રીડિત.

હે અંબે સુખ કારણી જગતની, પીડા બધી ટાળણી;
ચારે ભૂજ મહી આયુદ્ધ ધરીણી, શાર્દૂલ આરોઢણી;
ભક્તોને ભવતારીણી અસુરને, ખડગેથી સંહારણી;
વંદુ હું પ્રીતથી સરોજ નયની, કલ્યાણુની દાયણી.

### વસંતતિલકા.

છે અંગ નાજુક ગુણે બહુ ક્રોધ ધારી,
વંદુ હું દેવી મનની પુર આશ મારી;
દે સ્વામી કામ સમ સુંદર તું સખીને,
આનંદ જોડું રતિ કામનું નીરખીને.

## रामचंद्रजीए वागमां झाडनी ओथे गायेलुं गायन.

### નારાચ છંદ.

ચાલ હંસની સમાન જોઇ હંસ લાજતો,
કેશરી કટીજ જોઇને ફરે છે ગાજતો.
ભમર વાકડી કમાન સમ રૂડી શોભતી.
ચંદ્રમુખી જોઇ વાદળી આકાશે શોભતી.
નયણ દેખીને કુરંગ વનમાં ફરે નકી,
ચાપ કામદેવ કેરૂં હારી ગયું તે થકી.

## रामचंद्रजी वागमां सीतानी सामुं जोईने गाय छे.

### ગીતી.

કુસુમ સમાન મનોહરે, રક્ત ધવલ ગાલ છે અધર લાલ;
ચક્ષુ ચળકે તારા, શોભીત ભમ્મર ખરે શશિ ભાળ.
મુખડું તજે ન કાંતિ, કાળે બાળે વિટાયલું તોય;
રવિ નિજ તેજ ન છોડે, આભથકી જો છવાયલો હોય.

## रामचंद्रजी सीताने जोइने गाय छे.

કુસુમવત તારી સુંદર છબી જોતાં ચીતવૃત્તિ હરી મારી ;
પ્યારી મૃગનયણી.—કુસુમવત તારી.
નાગ પ્રમાણે વેણી ચળકે છે ;
રક્ત ધવળ ગાલ અધર દીસે છે.—કુસુમવત તારી.

## सीताजी बागमां फुल वीणे छे, रामचंद्रजी तेनी सामुं जोईने गाय छे.

વસંતતિલકા છંદ.

એનો પ્રસુન ભરથી કર એ નમે છે,
પોતાં સમાન મૃદુ પુષ્પ લઇ રમે છે;
એ રંગ લાલ શ્રમથી વધતો ગમે છે,
તેને સરોજ સમજી ભમરા ભમે છે.

માલની છંદ.

કુસુમ કળી વીણંતી અંગુળીશી બીરાજે,
મૃદુલ કળી તથાપિ સ્પર્શ થાતાંજ લાજે.
કમળ સમ રૂપાળો હસ્ત આરક્ત શોભે.
કિશલય સમજીને પુષ્પની વેલ થોભે.

## सीताजी बागमां फुल वीणीने जवा मांडे छे राम गाय छे.

માલિની છંદ.

શિથિલ પગ પડે છે આમના તેમના જે,
નિજ સખી કર ખેંચે તેથકી જાય લાજે;
ફરી ફરી મુખ થોડું ફેરવીને નીહાળે,
મુજમન મૃગને એ ખેંચીને બાણ મારે.

## सीताजी पुष्पनी छावडी नाखी दे छे ते वखते गाय छे.

ભેરવીની ગજલ.

મીઠી આંખલડી મારીને કાળજ કોરીયું રે.
કાળજ કોરીયું રે, ચીતડું ચોરીયું રે—મીઠી.

માધુરી મુરત સુરત રસીલી,
જીવ હરીને રાખ્યું ખાલી ખોળીયુંરે—મીઠી.
ચંદ્ર મુગુટ શીર—ચળકી રહ્યો છે,
હસ્તે સુંદર બાજુબંધની જોડીયુંરે—મીઠી.
ઇશ ન આશા મારી પુરે તો,
શી રીતે રેહેશે આ ખાલી ખોલીયુંરે—મીઠી.

## मंडपनी शोभामां कळावंतनीए गायेलुं गायन.

### રાગ કેરબો.

જુવો જુવોરે સ્વયંવર મંડપ જાનકીનો,
મંડપ જાનકીનો, મંડપ જાનકીનો—જુવો.
તરેહ તરેહનાં ચિત્રો કાઢી રંગી સુંદર ભીંત,
મીણાકારી કામ કર્યાં છે રચના એ અદ્ભુત—જુવો.
દેશ દેશના રાજા બેઠા કરી ઉતમ શણગાર,
આતુરતાથી વાટ જુવે છે ચાંપ નમાવા સાર—જુવો.

## सीताजी हाथीउपर बेसीने मंडपमां आवे छे कळावंतनी गाय छे.

### ઢાળ ઓખાહરણનો.

મુક્તા રત્ન રહ્યાં શરીર ખુલી, જાણે પુષ્પ ઘટે વેલ ઝુલી;
રક્ત રંગસ્યો મુખે બીરાજે, નીચા હાસ્યથકી જોઇ લાજે.
ડોલે મંદ પુરણાં માતંગી, લાંબુ અંગ અને કેડ વંકી;
મંદ હાસ્ય કરી પદ ભરતી, પટ પાલવ લઇ સ્તન ધરતી.
પટ છોડીને બાહેર ઠમકી, જાણે આભ માંહે વીજ ચમકી;
અંબુજ નયનીના નયનનો મટકો, નોહે પ્રેમ એ બાણનો ચટકો.

## सीताजी रामचंद्रजीने वरमाळ आरोपे छे ते वखते कळावतनयिो गाय छे.

### નીજારાભર મારારે—એ રાગ.

શોભે છે જોડી સારીરે. રામસીતાની.—ટેક.

મરજી હતી જેવી, જનક રાજાની;
તેવી પુર્ણ કીધી ઈશે જાણી બલીહારીરે.—રામ—શોભે છે.
કીરતિ તારી, વિશ્વમાં ચાલી;
મહાન મ્હોટા ભુપ ગયા તારી પાસે હારીરે.—રામ—શોભે છે.
સર્વ બન્યું છે, ઇચ્છાથી ઇશ્વરી;
કામ રતી જેવાં મળ્યાં છે પ્રિતમ પ્યારીરે.—રામ—શોભે છે.

## राम वनमां जवानी रजा मागे छे ते वखते.

નહી નહી પીયુજી એમ બોલો નહી,
વિયોગે તમારા જીવું ન અહીં—નહી.
મેહેલે રહી સુખ ચેન કરૂં હું,
આપ સહો દુઃખ વનરે જઇ—નહી

## गंगानदीने कीनारे आवतां राम सीताने कहे छे.

સખી મેં ત્રટ પનીયા કેસે જાઉ—એ રાગ.

વહાલી તું તો ચાલી ચાલી ગઈ થાકી—વહાલી.
કુસુમ સમાન મૃદુલ આ કાયા,
રવિના કીરણ સહી જાય કરમાતી—વહાલી.
તેથી પ્યારી ના કહી ત્યાં તુજને,
પણ તું ન માની દુખ સહેવા સાથ આવી—વહાલી.

## गंगाकिनारे बेशी सीताए गायेलुं.

મંદ વાયુની લેહેરો આવે; આવી દુખ ભુલાવે—મંદ.
જંગલ ફરતાં થાક ચડ્યો તે, ભૂલવી સુખ ઉપજાવે—મંદ.
નીરમળ નીર ભર્યું સરીતાનું, તેમાં તુરંગ ચલાવે—મંદ.
મેહેલનીમાં સુખ મળતું પીયુજી, તેથી અધીક દરશાવે—મંદ.

## गंगानदीमां होडीवाळा गाता आवे छे.

જીવને શ્વાસ તણી સગાઈ.—એ રાગ.

હરીનાં પાંચકડાં ગાયેરે હરીને ટાંટીયે વળગ્યાં જાયે;

રાતું રાતું રતાળુ ને બીજું રાતું ચોર,
ત્રીજું રાતું ચોરીયું ને ચોથું વગડાનું બોર—હરીનાં.
ધોળું ધોળું કબુતર ને બીજું ધોળું રૂ,
ત્રીજું ધોળું આભલું ને ચોથું ધોળું શું ?—હરીનાં.

## भरत दशरथनां शब पासे आवीने.

### લલીત છંદ.

અરર પ્રેમથી પાળીયો મને, દિન શિશુ પિતા ગુણ શા ગણે;
સમય આખરે ધૈર્ય ના રહે, હૃદય દુઃખનો ભાર ના સહે.
ફિકર મારી તો રાખિને ઘણી, સુખ કર્યા પિતા દુઃખને હણી;
અવગુણી શિશુ ગુણ ના લહે, હૃદય દુખનો ભાર ના સહે.
પ્રિતથી પાળતાં દુખ કાપતા, જરિ દુખી થયે દુખ માનતા;
દુખ વિયોગથી જાય ના કહે, હૃદય દુખનો ભાર ના સહે.
સમરી સદ્ગુણો આપના પિતા, ચિત્તવિષેઅતિ થાય છે વ્યથા;
ધિરજ દિલમાં ના જરી રહે, હૃદય દુખનો ભાર ના સહે.
અવનિમાં હવે જીવિ શું કરૂં, તમ વિયોગથી પ્રાણ ના ધરૂં;
તુજ શિશુ પિતા મર્ણને ચહે, હૃદય દુખનો ભાર ના સહે.

## सीता दशरथनुं मरण सांभळीने विलाप करे छे.

**ઓધવજી સંદેશો કે'જો શામને**—એ રાગ.

દુષ્ટ વિધાતા દુખની દાતા તું થઇ,
વૈરણુની પેઠે શું લાગી હાય જો;
પુરવ જનમનાં પાપનો બદલો આપવા,
ખાઈ પીઇને કરવા લાગી ઉપાય જો;
કયા જનમનાં પાપ ફળ્યાં આ વારમાં,
કે શું આવ્યો પૃથ્વી કેરો અંત જો;
વન વગડામાં ધિરજ લેશ ધરાય ના,
મુંઝાય જીવને આવ્યો અંગે કંપજો.
સસરાજી વનમાં છોડી શું તમે ગયા,

દયા અમારી રાખી નહી લગાર જો;
કોણ ધીરજ રે ધરાવસે છાતી મહિં,
દુખ દરીયામાં ખેચાયાં આવાર જો;
હું હિણભાગી સેવા લેશ કરી નહી,
હતા અંતરે આશાના અંબાર જો;
સસરાજી પરહરવાં ન ઘટે આપને,
અમો આપનાં બાળક અજ્ઞ અપાર જો;
કૌશલ્યા માતાની શી ગતિ તો થશે,
વિચારે દુખ અગ્ની ભડકા થાય જો;
ધરતી આ સઘળીરે ખાવા ધાય છે,
અંતર કેરૂં કષ્ટ નહી ઉચારાય જો.--દુ૦.

## પર્ણકુટીમાંથી નીકળીને રામ ઈશ્વરની સ્તુતિ કરેછે.

### રાગ બીભાસ.

વંદુ દીન પતિ ઉદિત ઉદાર, ઉદિત ઉદાર પતિ ઉદિત ઉદાર.
તીમીર વિમોચન વિશ્વ વિરોચન, જન લોચન આધાર--વંદુ.
પાછળથી નીજ વૈરી વધીઓ, કાળો જે અંધકાર.--
નિજ પત્ની પદ્મણીને આપ્યું, તેણે દુખ અપાર--વંદુ.
તે દેખી રવિ રક્ત થયા છે, અતિશય ક્રોધ વિકાર.--
પ્રિયા પરાભવ દેખી કુળ ગુરૂ, કેમે ન થાય વિકાર--વંદુ.

## સુવર્ણમૃગ લાવવા સીતા રામને કહેછે.

દોડો દોડો સ્વામી મૃગ લાવી દ્યો,
મારીને એ મૃગ સોનેરી ઇચ્છા પુરો મારી---દોડો.
તેના ચર્મની પ્યારા રૂડી કાંચળી મારે કરવી,
વનકેરી નીશાની ઘેરે લઈ જાવા સંઘરવી--દોડો.

## સીતાનું હરણ થવાથી રામ નદીને પુછેછે.

### દીંડી.

હે સરીતા વધાઇ મને સારી, નીર આવી જો હોય પીવા પ્યારી;
કમળ નેત્રો અધર જેના રાતા, પુષ્પ ભાસે પડપદી મોહિ જાતા.

### માલિની.

પરવત વદ વે'લો જાનકી ક્યાં છે મારી,
ન કહિશ તો આણે મૃત્તિકા થાશે તારી;
રીશ કરી તુજને દઉં વ્યોમ માર્ગે ઉડાવી,
મુજ કર બળ જોશે તે સમે શોક લાવી.

## सीताना वियोगमां राम गायछे.

### ગજલ.

હે પ્રિયે તું જવાબ દે હાંસી ન એવી કીજીએ;
શોકાગ્નિ લાગી હૃદયમાં ઝટ શાન્તિ તેની કીજીએ—હે પ્રિયે.
મુખચંદ્ર તુજ જોવા થકી મમ મન ચકોર સુખી થતું,
તેની ઉપર નિર્દય થઇ અધવચ તજી નવ દીજીએ—હે પ્રિયે.
હતી આશા તુજમાં મારી તોપણ ગઈ તું કેમ પ્યારી,
કરીને ઘા હૃદય કારી પછી ન છોડી દીજીએ—હે પ્રિયે.

## राम जंगलमां गाय छे.

### રાગ મલ્હાર.

પ્યારી મારી ગઈ તું ક્યાંરે, પ્રાણ દેહ તજી કેમ ગ્યાંરે.—પ્યારી.
નયન વીશે નીર ધાર વહે છે, બળતે હૃદયે ફરૂં હું ક્યાંરે.—પ્યારી.

### ગજલ.

પ્રિયા મુજ પ્રાણ પ્યારીરે, ગઇ તું ક્યાંય છોડીને;
જીવનનું વૃક્ષ જે મારૂં, ગયું તે કોણ તોડીને.—પ્રિયા.
અરે તું તેજ આંખ્યોનું, ભુજાનું બળ તું મારૂં;
તોડીને પ્રેમની દોરી, ગઇ તું ક્યાંય છોડીને.—પ્રિયા.
અમુલ્ય તું રત્ન પત્નીમાં, ભુષણ તું છે સતી કેરૂં;
અરે આરામ મુજ મનનાં. ગઇ તું ક્યાંય છોડીને.—પ્રિયા.
દયા કરી તું પ્રભુ આ વાર, મેળવ મુજ પ્રાણનો આધાર;
હૈયાનો હાર એ મારો, ગયું તે કોણ તોડીને.—પ્રિયા.
જાચું નામીને હું શીશ, પ્રીયા છે ક્યાં તું કે' જગદીશ;
ન કર બાળક ઉપર રીસ, કહું છું હસ્ત જોડીને.—પ્રિયા

## सीताजी अशोकवनमां राम वियोगमां गायछे.

**દીલ છીન લે ગયા**—એ રાગ.

સ્તવન કરૂં છું ઈશ હું દ્વય હસ્ત જોડીને,
સ્વપને ન દેખાય રામ ઇચ્છે નયન મળવાને--સ્તવન.
(સાખી) હત ભાગ્ય અતિ માહરાં, જગકર્ત્તા તું કાપ;
શક્તિ સહન કરવા નથી, અસુર દુખનો તાપ;
અસુર દુખનો તાપ પ્રભુ તું કાપ દોડીને.--સ્તવન.
નયન વેરી મારાં થયાં, મૃગ મેળવવા આશ;
છુટી પડાવી પીયુ થકી માટે કરૂં તુજ નાશ;
માટે કરૂં તુજ નાશ હું નીજ હસ્તે ફોડીને—સ્તવન.
ચિત્ત તણાતું ચાલીયું, ચિંતા સાગર માંહે;
મેઘ પડે દુખડાતણો, રસ્તો ન દીસે ક્યાંય,
રસ્તો ન દીશે ક્યાંય મેળવ રામ હોડીને.—સ્તવન.
ઓ પીયુ પેલે તેં કરી, અતિશય મુજથી પ્રીત,
પાછળથી વીસરી જવું, તુજને નહીં ઉચ્ચિત;
નહિ તુજને ઉચ્ચિત રે'વું વચન તોડીને.—સ્તવન.

## सीता ईश्वरप्रार्थना करेछे.

લાવણી.

છે અખિલ બ્રહ્માંડે એક ઈશ તું સાચો.
ભીન ભીન ધરી રૂપ, ખેલ રચ્યો ખાસો;
વસે દેહમાં તુંજ વિશ્વમાં તું છે,
પવન પાણીમાં તુંજ વૃક્ષમાં તું છે;
નહિ તુજવીણ ખાલી ઠામ નામ તુજ સાચું,
પુર આશ મારી તું નાથ એવું હું જાચું;
પ્રભુ નાથ વિયોગે ઘાત કરૂં હું હાથે,
દેજે ભવોભવ એજ પતિ મુજ માથે.

## सीता अशोकवनमांथी जाती वखते.

### શાર્દુલવિક્રીડિત.

કો જાણે હું અભાગણી અધ હશે, શ્યાં શ્યાં કર્યાં તે ભવે;
દહાડો રાત બળિ અરે જુલમ આ, કયાં સુધી સ્હેવો હવે;
તેમાં એ દશકંઠ દુષ્ટ કુવચનો, મુજને કહે જે અહીં;
દાઝેલા તનને વિશે વીષ સરો, લાગેછ મુજને સહી.

## लक्ष्मणनी मूर्छा वेळा रामे गायलुं गायन.

### વનચર વીરા વધામણી.—એ રાગ.

લક્ષણવંતારે લાડકા, મુજ ભ્રાત પાવંન,
ઉત્તર કેમ દેતો નથી. શું વિચારે છે મંન.—લક્ષણ.
ઉદયાચળે રવી આથમે, શેષ છોડે ભુભાર,
તોએ ન મુજને પરહરે, મારા પ્રિય લગાર—લક્ષણ.
જેવુંરે જળ ગંગાતણું, તેવું નિરમળ મંન,
આવે સમે કેમ મુખથી, નથી વદતો વચંન.—લક્ષણ.
વચન સુણી તુજ ભાઇનું, પ્રીતે નેત્ર ઉઘાડ,
નહીં તો મરીશ તુજ આગળે, મમ જીવનહાર.—લક્ષણ.

### લલિત છંદ.

વદન તુજતણું મંદ તો થયું, શરીર ચાલતું શાંત થઇ ગયું;
નયન ખોલું હું બંધ થાય તે, અરર તન તજી જીવ જાય છે.
શું મુખ લઇ હવે જાઊં હું ઘરે, અહિં તજી ખરા ભાઈને અરે,
જનની એ તણી પુછશે તીઆં, જીવન માહેરૂં ખોયું તે કયાં.
ઉતર શો પછી આપવો તહીં, મરણ તે થકી સારૂં તો અહીં.

## रामना सैन्यमां वैद्ये गायेलुं गायन.

### રાગ ઈંગ્રેજી—ઓફ ઓલ્ડ લોંગસેન.

સાંભળો કીરતી મારી કહું છું હું મોહોડેથી આજ,
આ નગરીમાં હું છું સઉથી મોટેરો વઇદરાજ.—ટેક.

ખુટી મારી સઉથી સારી ખાવામાં કહેવાય,
ખાનારો જન જલદી જલદી જમપુરીમાં જાય—સાંભળો.
તાવની ઉપર દઉં ધતુરો આંખો ઉઠે ડાંભ,
કબજીઆતે અફીણ ગોળી એવાં મારાં કામ—સાંભળો.
પેટ છુટેથી જમાલગોટો આપું હું બહુવાર,
કે દુખમાંથી છુટી જાતાં લાગે નહી કંઈવાર.—સાંભળો.
દાંત દુખે તો પ્લાસ્ટર મારૂં છાતી ઉપર સાર,
પેચોટી પર જુલાબ દઉં હું ભારીથી બે ચાર.—સાંભળો.
ગુંમડા ઉપર અર્ગ આપવો મરચાંનો બે ભાર,
ગાંડાને હું ભાંગ આપું છું દીવસમાં દસવાર.—સાંભળો.
ઓસડ મારૂં સઉથી સારૂં પ્રિતે જે જન ખાય,
એક દીવસમાં હુશીઆર થઇને જમપુરીમાં જાય.—સાંભળો.

## मंदोदरी रावणने कहेछे.

દુઃખ કાં વોરો છો તમે પ્રાણપતી વહાલા,
જીત્યા નહી જાય એ છે શુર મતવાલા—દુઃખ.
સતી એ સીતાને સાથે રે લઇને,
રામને શરણે જઇ કરો કાલાવાલા.—દુઃખ.

## बीजीवार अशोकवनमां सीता गायछे.

પીલુ-સયાં બીદેશ ગયે.—એ રાગ.

પીયુજી કેમ આવ્યા નહી, દાસીની વારેરે.—પીયુ.
જોઇ જોઇ વાટ જીવું છું, વીયોગ દુખદાઇ સહી.—પીયુ.

## सीता अशोकवनमां रामने भेटती वखते.

મોહન રશીયા આયે બગયાંમે.—એ રાગ.

ધન્ય ઘડી આજ પીયુજી મળ્યાથી, સફળ આશ મુજ થઇ થઇ.—
આપેરે આવી લીધી બચાવી, દુરદશા દુર ગઇ ગઇ.—ધન્ય.

## अशोकवनमां राम गायछे.

**લાખ રૂપઈયેકી ઝુલની હમારી.—એ રાગ.**

આજ આનંદની વરસી છે એલી.—આજ.
શત્રુને શાસન કરી મેળવી છે પ્યારી,
સેના આનંદિત કરે હર્ષ કેલી.—આજે.

**ઉપજાતિ છંદ.**

હવે ન રાખો મન શત્રુ શંકા, પાળો સુખે ધર્મ ધરી સ્વલંકા ;
સહાયતા જેવી કરી અમારી, તેવી વધો કીર્તિ સદા તમારી.

**गीति.**

ગૌબ્રાહ્મણ પર પ્રિતી, રાખી સ્વરાજ્ય કરો સુરીતિથી;
ભય રાખી ભરતાનો, સઘળી કરણી કરો સુનીતિથી.
કરશે જન જે જેવું, મળશે ફળ તેહને તરત તેવું;
નાશ થયો રાવણનો, રાજ ગયું એ અધર્મનું કેવું.

સમાપ્ત.

# ગોપીચંદ નાટકનાં ગાયનો.

## વીરભદ્ર અને મચ્છેંદ્રનાથે કરેલી પ્રાર્થના.

પદ.

ત્રૈલોક્યનાથ દ્રયજોડિ હાથ, મલી ભક્તસાથ વારંવાર;
ગણી ક્ષણિક દેહ ધરી સ્નેહલેહ, વંદુ સદાય વિશ્વાધાર.
શિવનામ મ્હાન સત જ્ઞાનવાન, કરૂણાનિધાન વિમલાકાર;
દેવાધિદેવ સ્વીકારસેવ, હર તાપસર્વ તારનહાર.
ધરી ભસ્મ અંગ રહિ જટા ગંગ, નિત ગૌરિ સંગ વસતા સાર;
નાગેંદ્રહાર નિજ કંઠસાર, દીપે અપાર વિષના દ્વાર.
જય પ્રણુતપાલ સુખદાદયાલ, છે મોહજાલ કષ્ટાગાર;
તે કષ્ટ કાપ શુભ ભક્તિ આપ, હર શંભુ શંભુ સુખદાધાર.

## જાલંદરનાથ કાષ્ટનો બોજો લઈ મૈનાવતીના મહોલ પાસેથી ગાતો જાય છે.

પદ.

જન્મ જાયછે મનુષ્યનો આ, તે નથી પાછો મળવાનો;
ફરી ફરીને માનવ દેહે, નથી તું ભવમાં ભળવાનો—ટેક.
જાણેછે જે બળી ગયા બહુ, કાળ ઝાળમાં બળવાનો;
પતો ન લાગ્યો લગાર તેનો, નથી તાપ એ ટળવાનો—જન્મ.
નહીં છોડશે મોત કદાપી, વખત નથી તે કળવાનો;
આવી અચાનક એક દિવસે, અરે એજ છે ગળવાનો—જન્મ.
કોઇ પ્રાણી નથી અચળ જણાતું, નિયમ નથી એ ચળવાનો;
સર્વ સંત કહે મુખથી વાણી, ભજને જન્મજ ફળવાનો—જન્મ.

## કાનીફ મછેંદ્રના આશ્રમપાસે ગાતો ગાતો પ્રવેશ કરેછે.

તોટક.

ભવસાગર છે ભયરૂપ અતી, પરમેશ વિના નવ કોય પતી;
નથી સીદ્ધિ લગાર થતી ધનથી, ક્ષણભંગુર દેહ ગણો મનથી.

ઘડી એક વિષે સુખ પ્રાપ્ત થશે, પળમાં વળી તે લય પામી જશે;
તજી રાગ અસત્ય, વિવેકી ઠરો, અભિમાન તજી જગ મધ્ય ફરો.
ઘટમાંથી તમામ વિકાર હરો, સતરૂપ બની થીરતાથી ઠરો;
પર કામિનિને તૃણ માત્ર ગણો, લઘુતા દુનિયા તણી સર્વ હણો.

## जालंदरने ध्यानस्थ जोई मैनावतीने थयलो विचार.

### શાર્દુલવિક્રીડિત.

સંગે કોય ન આવશે કદિ ભલે, કોટી ઉપાયો કરે,
સારાં કાર્યવડેજ જે જશ મળે, સાથેજ તે સંચરે;
આ સંસાર વિનાશવંત ગણવો, સાચું જરા ના મળે;
સાચી એકજ સેવના હરિતણી, સૌ કષ્ટ જેથી ટળે.

## जालंदर मैनावती प्रत्ये अज्ञानीओनी स्थीति कहेछे.

### ઇન્દ્રવિજય.

વેદ ભણ્યો પણ ભેદ લહ્યો નહીં, તો પછી વેદ ભણ્યોજ અમસ્થો,
રામતણું મુખનામ ભણે, પણ કામ કરે તજીને સત રસ્તો;
દેવલમાં જઈ જોગી રહે, પ્રતિમાની સમીપ ઉભી દ્વય હસ્તો;
નીતિ અને ખરી ભક્તિ વિના લવ, મારગ એ નહીં તું ગણ સસ્તો.

## मैनावती सतसंगथी थता लाभवीषे कहेछे.

ભાગ્ય ભલાં જનનાં જવ હોય, મળે તવ સંત મહા સુખકારી;
છેજ અલૌકિક સંત તણું સુખ, સંતવિના નહીં કો દુખહારી;
સંગ કરે જન ઉત્તમનો સમજે તવ ઉત્તમતા ઉર સારી;
સજ્જનસંગ અનુપમ રત્ન કરે મનરંજન તે નિજધારી.

## सारिका कुंदनसेनने पोतानी प्रीति जणावे छे.

### ગજલ.

અજબ સનમકી અદાયે દેખી—એ રાગ

અનુપમ તારૂં રૂપ વિલોકી, મોહિત ચિતવૃતિ બનીછે મારી;
થશે ન શાન્તિ અન્ય ઉપાયે, શાન્તિરૂપ એક છબીજ તારી—ટેક.

કલા ચંદ્રની વદને હરી છે, કામ મુરતી તુજ પ્રભુએ કરીછે;
જેમાં દક્ષતા ખરેખરીછે, વર્ણવતાં મતિ જાયજ હારી—અનુપમ.
ભાગ્યોદયથી મળ્યો મને તું, નીમિષ માત્ર ન ન્યારો કરૂં હું;
તન મન ધન તુજને અરપું છું. સ્વિકાર તે મમ પ્રેમ વિચારી-અનુપમ.

## બારોટે દરબારમાં કરેલાં ગોપીચંદનાં વખાણ.

### કવિત મનહર.

નિહાળી મત્તગયંદ, છુપે જેમ પશુવૃંદ;
ત્યમ જોતાં ગોપીચંદ શત્રુઓ છુપાયછે;
સુખકંદ રૈયતને, દીનને આનંદકારી;
અખંડ કિરતી જેની વિશ્વમાં ગવાયછે;
ધન્ય ધન્ય રાજ્યપદ, મોહમયી અનહદ;
પ્રતાપ પ્રૌઢ હંમેશાં, વિશેષ વખણાયછે;
તિમિરને ટાળનાર, ગગન મંડળે ચંદ;
ત્યમ ગોપીચંદ 'ચંદ' ભુમીનો ગણાયછે.

### સવૈયો.

સાર અસારનું માપ કરી નિત, હામ ધરી 'નય' સાર ગ્રહેછે;
જ્ઞાન સુધા તણું પાન કરે નિત, વાણી વિનોદ પ્રવાહ વહેછે;
દીન અને ધનવાન તણું સનમાન સમાન પ્રકાર ચહેછે;
કેશવ રંજન થાય નિરંતર કાર્ય વિલોકી કૃપાળ રહેછે.
સાગરપાસ સુરત્ન રહ્યાં પણ, સાચવતો સરવે પરકાજે
પંડિત સ્વાર્થ સિવાય કરે શુભ, ભાષણ નિત્ય વિશાળ સમાજે;
મેઘ પરાર્થ કરે જગ શાન્તિ, ખરેખર રૂતુ સમેજ નિવાજે;
રાજની રીત અને સમપ્રીત સુનીત સુજાણ સમીપ બિરાજે.

## કલાવંતની ગોપીચંદની દરબારમાં ગાય છે.

### રાગ—હોરી.

મોહનની માયામાં મોહની, છે બલવંત અનંત—
નરનારીની જોડ બનાવી, જ્યાં સ્નેહ ઝર્ણું ઝરંત;
એ જબરૂં ઝરણું ઝીલતાં તો, લક્ષ ખસ્યા ને ખસંત—મોહનની.

પૌષ્ટિક ભોજન અનુકુળ વાયુ. જન વૈભવથી હસંત;
કામવિકાર પછી બહુ થાતાં, લોક અપાર ફસંત—મોહનની.
એવી મોહની આ અબલાને, સતાવવાને ધસંત;
જીતિ જનાર નથી કોઇ જગમાં, અદભુત કળ ફળવંત—મોહનની.
પારધી જોરથી મોહરૂપી બહુ, મારવા તીર કસંત;
મેળવી કંથ પ્રાણેશ બચાવો, જોડ જેથી વિલસંત—મોહનની.

## मच्छेंद्रनाथ कामकलाना बागमां ईश्वरप्रार्थना करेछे.

પદ—રાગ કલ્યાણ ભોપાલી.

વિનવું પ્રભુ જન હિતકારી, વિશ્વદેવ બલવાન ધરાપરૂ
ધર્મ ધ્વજા કર ધારી—વિનવું—ટેક
ભક્ત વિજય કરનાર તુંજ છે, અવર નથી દુખહારી;
જ્ઞાન પ્રકાશક રંજનકારી, તુજ ગતિ અતિશય ન્યારી—વિશ્વ.
આધિ વ્યાધિ અને ઉપાધિ, એ ત્રણમાં સંસારી;
મોહ વડે ઝપટાઇ ગયા છે, તેને લે તું ઉગારી—વિશ્વ.

## कामकळा सखीओ सहीत गाती गाती पोताना बागमां प्रवेश करेछे.

પદ—કુંજતણે વન જઇએ—એ રાગ.

મનુષ્યનાં મન હરીએ, મંત્રબળે મનુષ્યનાં મન હરીએ—
મધુર વચને મહાપુરૂષને, ક્ષણમાં સ્વાધીન કરીએ—મંત્રબળે.
પુષ્પ પવન સમ સુખકર ભોજન, ત્રણ સાધનથી તરીએ—મંત્રબળે.
બાણ મોહનું નરને મારી, અવશ્ય તેને વરીએ—મંત્રબળે.
ચિતાકર્ષક મંત્ર રૂપીકર, ધનુષ્ય પ્રેમે ધરીએ—મંત્રબળે.
નવિન પુરૂષને નિહાળી નયને, વશ કરતાં નહીં ડરીએ—મંત્રબળે.

## कामकळा मच्छेंद्रनाथने जागृत करतां गायछे.

બનજારા—લાવણી.

ગુણતારા, કોણ ગણી શકે ગણનારા—એ રાગ.
સુખ ન્યારૂં, સખી આજ પામ્યું મન મારૂં—ટેક.

તન શોભા અવલોકી નયને, કિરણ હર્ષનાં પ્રસરે;
સ્નેહ રેલ ત્યમ વહે છલકતી, ભવિષ્ય ભાસે સારૂં--સુખ.
પ્યાર તણી છે એજ નિશાની, પ્યાર યોગ્યતા લાવે;
પતિ પ્રિયાના પ્રેમવિના કંઇ, નથીજ દુખ હરનારૂં—સુખ.
ભાનુ પ્રકાશે અંધકારનો, નાશ પલકમાં થાશે;
સમજોડી મલવાથી મુજને, લાગેછે જગ પ્યારૂં—સુખ.

## कामकळा अने मच्छेंद्रनाथनो संवाद.

### શાર્દુલવિક્રીડિત.

સંસારે નરવેષમાં અવતરી, સેવી નહીં ભામની ;
આલિંગી નહીં નારિને પ્રીતિ થકી, તો કાય શા કામની ?
વીધી હેતુ વિસારીને જગતમાં, ચારે દિશા આથડે ;
ખોયો જન્મ ઉદાસીમાં રહિ સદા, શું લાભ એમાં જડે ?

### मच्छेंद्रनाथ.

પ્રાણી માત્ર વિષે મનુષ્ય તનછે, અત્યંત જે કીંમતી ;
કામી તેનિ કરે અચેત બનીને, નિશ્ચેજ માઠી ગતી ;
મિથ્યા વાદ કરી ખુએ કુમતિમાં વિશ્રાંતિ સોના સમી ;
સ્વેચ્છાએ વર્ત્તિ અતિ મુઢજનો, ક્રિયા કરે કારમી.

**कामकळा—**

### ગીતિ.

વિધુવદની મૃગનયની, હંસગતી ધરનારી કામાનો;
સ્પર્શ ક્યો નહીં જેણે, ખરેજ તેનો જન્મ વૃથા માનો.

**मच्छेंद्रनाथ—**

### ગીતિ.

નિર્ગુણ રૂપ જગભરતા, અપાર જ્ઞાની સદ્‌ચિદ્‌ આત્માનો,
શોધ ક્યો નહીં જેણે, ખરેજ તેનો જન્મ વૃથા માનો.

कामकळा--

માલિની.

મૃદુવચન વદંતી, પુર્ણ કામી સુરાગી;
સુશીળ લલિત પ્યારી, પ્રેમદા કોમલાંગી;
નવલ મદ ભરેલી, નારિ સેવી ન જેણે;
મનુષ જનમ ખોયો, વિશ્વમાં આવી તેણે.

मच्छेंद्रनाथ--

માલિની.

સુખ અચલ નથી જે, સુંદરીથી મળેછે;
સુખ અચલ ગણો તે, યોગથી જે પળેછે;
વિદિત ગુણ ન જાણ્યો, ભ્રાન્તિમાં ભુલિ જેણે;
મનુષજનમ ખોયો, વિશ્વમાં આવી તેણે.

कामकळा--

શાર્દુલવિક્રીડિત.

સુહાસ્યે પ્રિયવાદિની વિનવતી, જાણે બીજી ઉર્વશી,
સુગંધે ફુલ પારિજાતક સમી, ઓષ્ટે સુધા, સ્નેહ શી !
રાગે જેમ તિલોત્તમા અપ્સરા, દીપે મુખે ચંદ્રમા;
એવી માનુનિ જો મળે ભુતલમાં, તો સાર શું સ્વર્ગમાં ?

मच्छेद्रनाथ--

શાર્દુલ.

રૂપાળી ગુણવંતી કોકિલસ્વરી, સેવે કદાપી ભલે;
આરાધે અવિનાશને નહિ કદી, તો સ્વર્ગ ક્યાંથી મળે ?
યોગી સંગ ગમે નહિ નિજ ઉરે, રામા કટાક્ષે ફસે;
એવા મોહ મહિં નહીં જય કદી, ભોગિજનો પામશે.

मच्छेद्रनाथने कामकळा ग्रहण करवाविषे कहेछे.

શિખરિણી.

મુખે બીજો ઇન્દુ, ચપલ નયની પ્રેમલ અતી;
વિનોદે પુરીછે, વળિ મૃદુ સ્વરી સુંદર ગતી,

શરીરે શોભીતી, તરૂણ લલના આ મદભરી
સ્વિકારો તે સ્નેહે, ગણિ નિજ પ્રિયા આદર કરી.

## गोरखनाथे वनमां करेली ईश्वर प्रार्थना.

ગજલ.

વિશ્વમાં સાચું તારૂં, નામ એક વિચારવાનું;
પ્રિતે જો બોલિયે તો, અંતે છે તે તારવાનું;—વિશ્વ
મતિ તું આપ એવી, સર્વદા ઓ નાથ સૌને;
સુઝે ના કોઈ વેળા, ધર્મને વિસારવાનું;—વિશ્વ.
કૃપાળુ દેવછે તું, આ સૃષ્ટિને પાળનારો;
નથી તારા વિના કો, સ્થળ અહીંઆં ધારવાનું; વિશ્વ.

## गोपीचंदने स्नान करावतां सुंदरीओ गाय छे.

રાગ—બનજારાનો.

सर्वे स्त्रीओ— નૃપ જન્મોત્સવ દિન આજે,
વાજીંત્ર મનોહર વાજે—ટેક.
कुमुदा— બહુ હર્ષ થાય અંતરમાં,
सुलक्षणा— સખી ચંદન દે મુજ કરમાં,
कुमुदा— ગયું કોણ સુગંધી કાજે,
सर्वे स्त्रीयो— નૃપ જન્મોત્સવ દિન આજે.—
रसिकमालती— કર ગુલાબ જળની ધારા,
कुमुदा— ભર્યા કસ્તુરીથી કર મારા,
सुलक्षणा— બેનિ કયમ તું મનમાં લાજે,
सर्वे स्त्रीयो— નૃપ જન્મોત્સવ દિન આજે.—
कुमुदा— સહુ ચોળો અરગજા અંગે,
લઈ કેસર કિંચિત સંગે.
सर्वे स्त्रीयो— ધન્ય પ્રાણુનાથ બિરાજે,
નૃપ જન્મોત્સવ દિન આજે.—

## मैनावतीने नाशवंत शरीरविषे थता विचार.

મંદાક્રાન્તા.

શોભીતી આકૃતિ શરિરની, કેવી સારી પ્રકા...,
જોતાં રંગે કનક સમ કે, સ્વર્ગનો ઇન્દ્ર ભાસે;
આહાઃ તે એક ક્ષણભરમાં, કાળનો ભક્ષ થાશે,
રીદ્ધિ સીદ્ધિ સ્મૃદ્ધિ સ્ત્રી પછિ કદી, રે ! નહીં સાથ જાશે.

## कानीफ संगीयो सहीत गातो गातो प्रवेश करेछे.

પદ—રાગ કાફી.

રે ! સુભાગી જન-થા ઉપકારી—
ઉરમાં દયા સત્ય ધારી—ટેક.

માનવ દેહનો માર્ગ કઠણછે, નથી પશુ પક્ષિ સુરારી;
જ્ઞાનરૂપી દર્પણમાં જો તું, વિવેકે સર્વ વિચારી-રે ! સુભાગી.
ઉત્તમકૃત વિન આ દુનિયામાં, આવી થયો અપકારી;
શરણાંગતને કામ ન આવ્યો.સાચી કરણી વિસારી-રે! સુભાગી.
જન્મ સફલ જો કરવો હોય તો દુર્બુદ્ધિ દે તું વિદારી;
જોડ પ્રીતિ જગજીવન સાથે, શિખ આ આનંદકારી-રે!સુભાગી.

## गोरक्षनाथ संगीयो सहीत गातो गातो प्रवेश करेछे.

પદ—જો જાગી જો જાગી મુરખ-એ રાગ.

લક્ષ્મીમાં લોભાણો જન તું. લક્ષ્મીમાં લોભાણોરે;
અવધ આવી નિજ દેશ જવાની, ત્યારે બહુ લુટાણોરે—ટેક.
પૈસાનો તું કરી સંઘરો, સ્વજનમાં પંકાણોરે;
પણ તારાથી યશનો પાયો, કદી નહીં નંખાણોરે—લક્ષ્મી.
જન્મ ધરી કોટિ આ જગમાં, મિથ્યા તું અથડાણોરે;
એક તો આવ્યો તું અજાણ્યો, પછી જ્ઞાનવિના ભટકાણોરે-લક્ષ્મી
કુડતણી સ્થના રચવામાં, અર્થિથી વખણાણોરે;
પરમારથમાં પ્યાર ન આણ્યો, સરવાળે મુંઝાણોરે-લક્ષ્મી.

ધનમદમાં તું અંધ બનીને, ચિન્તામાંહિ ચણાણોરે;
માયાના ઉલટા પડદાનો, ભેદ લેતાં ભરમાણોરે–લક્ષ્મી.
દુર્જનરૂપી કાદવના તું છાંટાથી છંટાણોરે;
આત્મવિચારરૂપી મણિપારસ, તજી ગ્રહે કાં પ્હાણોરે–લક્ષ્મી.

## कानीफ अने गोरखनो संवाद.

### માલિની.

સુખ દુખ જયમ લાગે, આપને ચિત્ત જેવું;
ત્યમ સકળ જીવોને, લાગશે સઘ એવું;
મનુશ મન વિચારી, એમ જે જ્ઞાન જાણે;
સરવ જન વખાણી, સંત તેને પ્રમાણે.

### માલિની.

નિયમિત પ્રભુઆજ્ઞા, માનિયે એજ ભક્તી;
જુઠણુ તિલક તાણે, ડોળની તેજ યુક્તી;
પ્રભુપ્રીતિ મન રાખી, નીતિજે ચિત્ત સ્થાપે;
ગુણિજન સહુ તેને, ભક્તનું નામ આપે.

### દોહરો.

અવર સર્વે પાખંડછે, ગ્રહે કરી જન ભૂલ;
દયા દાન ને દીનતા, એજ ધર્મનું મૂલ.

### માલિની.

હરિ હરિ મુખ બોલી, કૃત્ય કુડાં કરેછે;
પરધન પરદારા, પ્રેમથી જે હરેછે;
રમિ કપટની બાજી, ચાલતો ભક્ત ડોલે;
અધમ નર ગણાએ, એહ ચાંડાળ તોલે.

## विष्णुदूत एक धर्मात्माविषे विष्णु प्रत्ये कहेछे.

### નારાચછંદ,

પરોપકાર વિશ્વમાં, અનેક રોતના કર્યાં,
દયા ધરિ ઉરે અપાર. કષ્ટ દીનનાં હાર્યાં;

સુધર્મ પાળી સૃષ્ટિમાં વધારી પૂર્ણ નામના,
પુરો દયાલુ દાસ જાણી આપ તેની કામના.

## मैनावती गोपीचंदने उपदेश करेछे.

રાગ—મલ્હાર.

સુણ મમ તન તું સ્નેહ ધરી, યોગ મનુષને અમર કરેછે-ટેક.
ગુરૂપ્રતાપે જ્ઞાની થઇને, પ્રભુનામ તું લે સમરી;
નાશવંત સંસાર માનીને, શમ દમથી જા વિશ્વ તરી-યોગ.
સ્વાર્થરૂપ સંસાર મળ્યોછે, કપટ બુદ્ધિ ઘટમાંહિ ભરી;
સ્વાર્થ લગી સહુ સ્નેહ કરેછે. સ્વાર્થ સર્યો કે જન્મઅરી-યોગ.
મિથ્યા કાયા મિથ્યા માયા, સત્ય ગણે ક્યમ ભૂલ કરી !
યોગ ગ્રહિ થા અમરપુત્ર તું, મળે ન તન આ ફરી ફરી-યોગ.

## गोपीचंद जोगी थवाथी विदूषक खुशी थतो गातो गातो आवेछे.

ઓફ ઓલ્ડ લેંગસેન—એ રાગ.

ગોપીચંદ તો જોગી થયા હવે, થશે આપણું કામ;
તેની જોડે કરી મિત્રતા, ફરશું ગામોગામ—ટેક.
જાલંદરને ભુખ લાગે તો, તરત ધરેછે ધ્યાન;
તથી આવડતું ધ્યાન આપણે, ભોજનનું એક ભાન-ગો॰
માટે એવા સાધુ સાથે; વસવામાં નહીં સાર;
ગમે તેમ પણ રાજ્ય દેહ આ કરશું મોજ અપાર-ગો॰
અવગુણ ગાયા ભગવાના પણ, છે ભગવામાં સુખ;
સુંદર વનમાં લ્હેર કરીશું, લગાર જ્યાં નહીં દુખ-ગો॰
નિર્મળ જળના ઝરણાં ટપકે, તરૂવરનો નહીં પાર;
પંખી મધુરાં ગાયન ગાતાં, પવન વાય સુખકાર-ગો॰
ઘરમાંડી બેઠા હઇએ તો, ચીંતા થાય હજાર ;
નારી, બાળક સૌ સંતાપે, દશખાંડીનો ભાર- ગો॰

એથી આપણે જંગલ સારૂં લાખગણું આવાર;
રંગ રમીશું મોજ કરીશું, ચાલ બનું તૈયાર—ગોપીચંદ.

## गोपीचंद स्त्रीयोकने भिक्षालेवा गयो ते वखते थयेलो संवाद.

જનની જીવોરે ગોપીચંદની—એ રાગ.

**गोपीचंद**—મિથ્યા જગત આ જાણીને ગ્રહ્યો જ્ઞાનોપદેશજી;
રાગ દ્વેષાદિ ત્યાગીને, ધર્યો યોગીનો વેષજી—
સાંભળ રાણી સુલક્ષણા.

**सुलक्षणा**—પ્રેમ લગાડી પીયુ ક્યાં જશો, અમો અબળા જાતજી;
ત્રાસદાયક વેણ આ સુણી, અંતર થાય ઉતાપજી—
વેષ ઉતારો રાજા યોગીનો.

**रसिकमालती**—નિર્દોષ નારિને ત્યાગતાં, લાગે પાપ અપારજી;
ગૃહસ્થાશ્રમીને યોગીનો, નથી લેશ અધિકારજી—
વેષ ઉતારો રાજા યોગીનો.

**गोपीचंद**—દોષ રહિત એક દેવછે, જુઠો જગ વ્યવહારજી;
સત્ય મારગ મળ્યે છોડવો, ગૃહસ્થાશ્રમનો પ્યારજી—
સુણો પ્રિયા રસિકમાલતી.

**कुमुदा**— દયા ધરો પીયુ અંતરે, હું લઘુ વયની નારજી;
પાણિગ્રહણ કરી પ્રીતથી, કરો કેમ નિરાધારજી—
વેષ ઉતારો રાજા યોગીનો.

**गोपीचंद**—મોહ ધરો નહીં માનુની, મૃગજલનો આભાસજી;
મગ્ન બની પ્રભુ સ્તવનનો, માનો શ્રેષ્ઠ વિલાસજી—
સુણરે કુમુદા બાળા વેષની.

લાવણી.

છે નાથ કલા ન્યારી, ગણ્યો મેં યોગ શ્રેયકારી—ટેક.
પ્રભુ પાલે છે સર્વે પ્રાણીને, અરે હું તે કોણ માત્ર.

**सुलक्षणा**—વિભુ અંશ નૃપ ગાત્ર.
**रसिकमालती**—ધર્મ છે ક્ષાત્ર.
**गोपीचंद**—યોગને પાત્ર—છે નાથ.
**सुलक्षणा**—સકલ નરેશો યોગિ થાયજો, તરછોડી નિજનાર.
**रसिकमालती**—કદી ન પામે પાર.
**कुमुदा**—કંથ વિચાર.
**गोपीचंद**—પ્રભુમાં પ્યાર—
છે નાથ કલા ન્યારી, મને તું ભિક્ષા દે પ્યારી.

**कुमुदा गोपीचंदने योगीनो वेष उतारवाने वीनंवे छे.**

**જોગીઓ આશાવરી.**

ઉતાર યોગી વેષ, રે! પ્રાણેશ નમેરા;
કરગ્રહીને છોડાય ના, વિચારિ જો પ્યારા—ટેક.
બાળવેશે આપછો, અરધાંગનાઓ તેમ;
અરધાંગે તમે ક્યાં જશો! અરધાંગથી ન્યારા—ઉ.
રે! સમક્ષ તું છતાં, આવી બની ગતી;
તો પછી વિરહાનળે, થશે હાલ શું મારા—ઉતાર.
કીરતી કોટ તોડીને, વસાય કેમ વંન!
રે! નથી એ ઘટતું તને, અમ નેણુના તારા—ઉતાર.
સામું શું જોયા કરો! કંઈ દયા રાખો મંન!
દયાવિના ક્યમ ચાલશે, રે! ધર્મની ધારા—ઉતાર.

**गर्भांक-नान्दी.**

**શાર્દુલવિક્રીડિત.**

પાતાળે ગગને અને ભુતળમાં, જે છે ખરો મ્હારથી;
'નેતી' શબ્દવડે વદે શ્રુતિ સદા, પામે ન છેડો કથી;
જે જ્ઞાની અવિનાશી શાન્ત સુખદા, વ્યાપી રહ્યા સર્વમાં;
એવા વિશ્વવિલાસીને નમન હું નિત્યે કરૂં પ્રેમમાં.

## ગીતિ.

હામ ધરી મેં મનમાં, નવીન નાટક કરવાને આજે;
દોષક્ષમા સહુ કરજો, હંસ પ્રમાણે ગુણ ગ્રહવા કાજે.

## इंद्रसभामां अप्सराओए करेलां गायन.

उर्वशी— રાગ-સોરઠ.

દર્શન દે હવે પ્રાણાધાર—
પ્રીતમ તું કરને વિચાર-ટેક.

અલ્પ દિવસની લઇ રજા; પીયુ સંચર્યા બ્હાર;
પણ જાણુત બહુ દિન થશે, જવા ન દેત ભર્તાર-દર્શન.
ચન્દ્ર એક છે ગગનમાં, ચકોર અપરમપાર;
સમજું છું પણ સ્નેહ મમ, ઉરથી ન ઘટે લગાર-દર્શન.

मेनका— રાગ-મલ્હાર.

પીયુ વિના રેન વિષમ થઇ મારી,
થઇ વરષાઋતુની તૈયારી-ટેક.

વીજલી ચમક ચમક ચમકી રહી, કોયલ બોલતી કારી;
પાપી બપઇએ પીયુ પીયુ કરીને, વિરહની આગ વધારી.-પીયુ.
ગગને ઘનનન મેઘ ગરજતાં. થડકતી છાતી મારી;
નયન ન મલતાં ઝબકી ઉઠું. પીયુ પીયુ મુખ ઉચારી-પીયુ.

रंभा— રાગ-દેશ.

કોઈ જઈ કહો વિનંતી મારી,
તમે પ્રીત કરી કયમ વિસારી-ટેક.

મમ નયનમાં નીંદ ન આવે, દિનરાત મન તલપાવે;
કોઈ જઈ પતિને સમજાવે-તુજવિન હું વ્યાકુળ પ્યારી-કોઈ.
તજી રોષ રે! કાન્ત પધારો, અપરાધ થયો શું મારો;
કાં ચતુર ન ચિત્ત વિચારો-કરી પ્રીત, ન ચોરી તમારી-કોઈ.

तिलोत्तमा.— पद.

સખી સ્નેહ રીત જગતમાં ન્યારી—ટેક.
સ્વપ્રિયાની પ્રીત સુખદા સમજવી, પતિશ્રમને હરનારી;
'દંપતી' શબ્દનો અનુભવ લેવા, એજ ધરમ સુખકારી—સખી.

## मृत्युना भयविषे गोपीचंद प्रभावतीप्रत्ये कहेछे.

શાર્દુલવિક્રીડિત.

આવેછે જવ કાળ ગ્રાસ કરવા, જાણે નહીં બાળ તે;
રોગો શત્રુસમા પ્રહાર કરિને, બૂરા કરે હાલ તે;
શ્વાસે આયુ ઘટે ઘટે જ્યમ અરે, વારી ફુટેલા ઘટે;
એવું સ્પષ્ટ જણાય તોય પ્રભુને, સંસારી કાં ના રટે!

## उत्तरावस्थाविषे.

શાર્દુલવિક્રીડિત.

કાયા કંપિ જશે ગતિ અટકશે, દંતો પડી સૌ જશે;
આંખે ઝાંખ થશે ન કાન સુણશે, લાળો મુખે આવશે;
બુદ્ધિમંદ થશે જીવ્હા અટકશે, ફાંફી ગ્રહી ચાલશે;
એવું વૃદ્ધત્વ આવતાં શ્રીપતિની ભક્તિ શી રીતે થશે?

## कुमुदाने वियोगावस्थामां थता विचार.

પદ—ભેરવીનું.

દત્ત વિના ન પમાય, સકળ સુખ દત્ત વિના ન પમાય—ટેક.
વિષમય વૃક્ષ ઉછેરી વળતી, અમૃત કેમ પીવાય—સકળ.
અનાથ જનનો નાશ કરીને, કેમ સનાથ બનાય—સકળ.
વિયોગ પડાવી પ્રેમીજનોમાં, નહીં રે સંયોગી થવાય—સકળ
નિયમ પ્રભુનો કેમ ફરે એ, વાવે તેવું લણાય—સકળ.

## सुलक्षणा तथा कुमुदाने मैनावतीना मर्णथी थतो शोक.

પદ-ઠમકું છાંડ ચલે બન માધુ-એ રાગ.

કર્મ તણી ગતિ છેક છે ન્યારી, કરણી તેની કોણ કળેરે-ટેક.
રત્ન ગયું અમ રંકનું આજે, પાછું હવે તે કેમ મળેરે,
નાથ મળ્યો તવ સાસુ થયાં લય, સ્નેહ જેનો ઉરમાં ઉછળેરે-કર્મ.
બહુ વર્ષે તમ પુત્ર મળ્યો તવ, પ્રાણ તજ્યા ક્યમ તેજ પળેરે;
એક વેળા ઉઠી પ્રેમે બોલાવો, અંતરમાં લવ શાન્તિ વળેરે-કર્મ.
આનંદ સિંધુ ઉલટયો તેમાં શોકનું ઝરણું કેમ ભળેરે;
સુખ ને દુઃખ બે સાથ મળ્યાંછે, અંક વીધિના કેમ ટળેરે-કર્મ.
પડે કુમુદા ક્ષણજો વિખુટી, "ક્યાં ગઈ"! પુછતા પળે પળેરે;
તે કુમુદાને કેમ વિસારી, એકજવાર લગાડો ગળેરે-કર્મ.

कुमुदा.— શાર્દુલવિક્રીડિત.

કાળે શું દુખ આદર્યું પલકમાં, લક્ષ્મી અમારી હરી;
વાધાતા ઉલટું લખી કલમને, શાને વિકારી કરી;
હાહાકાર થશે નહીં વિસરશે, પાડી મહા આપદા;
સ્નેહે રે! વહુ નામ કોણ વદશે! ઘા એ ન રૂઝે કદા.

## शोक करती स्त्रीओने गोपीचंदे करेलो बोध.

શાર્દુલવિક્રીડિત.

પામીને ભય કાળનો જન ભલે, પાતાળમાં પેસશે;
પામીને ભય લોહપિંજર મહીં, પ્હેરો રખાવી વસે;
જોડે પ્રીતિ સુરેન્દ્રસાથ અથવા, મેરૂ મથાળે જશે;
ત્યાંથી કાળ કરાળ તો ઝડપશે, નિશ્ચે નહીં છોડશે.

## जालंदर पोताना आश्रममां भजन करेछे.

લાવણી.

ભજગોવિંદ ભજગોવિંદ ભજગોવિંદ મૂંઢમતી;
હરિ ભજ્યાવિન મૃત્યુ સમયરે! કેવી થાશે તારી ગતી-ટેક.

બાલ્યાવસ્થા રમતગમતમાં, તરૂણપણે વ્હાલી યુવતી;
વૃદ્ધપણું એ.યું આશામાં, પણ સમર્યા નહીં વિશ્વપતી—ભજ.
મનન કર્યું નહીં ગીતાનું લમ, ગંગાજળ નવપીધું રતી;
પ્રેમે પુજ્યા નહીં મુરારી, એ.યો જન્મ અમુલ્ય અતી—ભજ.
કોણ પિતા માતા કોની છે? કોણ હું રે! આવ્યો ક્યાંથી?
એમ વિચારી સમજ સ્વપ્નવત્ નિજ ઉરમાં સંસારકૃતી—ભજ.

રાગ આરતીનો.

જયદેવ જયદેવ, જય શાન્તાકારા—( બેવાર)
પિતૃ માત છો સૌના, રક્ષણ કરનારા—જયદેવ.
સખા બંધુ પણ તુંજ, તું ધન ને વિદ્યા—( બેવાર )
મ્હા તેજોમય મુરતી, દેવાધીદેવા—જયદેવ.

**गोपीचंद वैराग्यसुख वर्णन करेछे.**

ઈંદ્રવિજય.

ગંગજળે કરી સ્નાન નિરંતર, અંતરમાં સુખ પામું વધારે;
પૂજન દેવ તણું કરતાં મન, રંજન થાય અહોનિશ ભારે;
કેશવ! કેશવ ! નામ રટું નિત, શાન્ત બની ગુરૂ વાક્ય વિચારે;
એ સઘળાં સુખનો કરી ત્યાગ, ફરી કુણ રાજ્ય પ્રપંચ સ્વિકારે.

**भाट गोपीचंदने पुनःराज्याभिषेक थती वखते कहेछे.**

કવિત—મનહર.

ધન્ય ગોપીચંદ રાજ્યરંગને દીપાવનાર,
કુળનો તારનહાર સાર ધારનાર તું;
જ્ઞાનનો ભંડાર સંપ પ્રજામાં રખાવનાર,
પ્યાર તો અપાર ધર્મમાં વધારનાર તું;
લક્ષ્મીનો અંબાર દ્વાર છત્ર શોભતું શ્રીકાર,
કીરતાર કર્યા વશ પુણ્યનો આધાર તું;
થાય જય જય કાર ઠાર ઠાર એ ઉચ્ચાર,
ભોગવજે કોટિ કોટિ વર્ષ અધિકાર તું,

## विदूषक बारोट प्रत्ये कहेछे.

### કવિત–મનહર.

અગ્રભાગ દ્રોણગીરિનો ધરીને દ્વારીકેશ,
ગિરિધર નામથી ત્રિલોકમાં ગવાયછે;
અંજનીકુમારે દ્રોણ કરે ગ્રહ્યો તેને જુઓ,
ગિરિધર નામની કયાં ઉપમા અપાય છે;
અગમ્ય ઠાઠ કર્મના જે મર્મથી કળાય ના,
વડાની વડાઇ ક્ષણમાં જડાઇ જાયછે;
કરો જો કોટિ ઉપાય તોય ધાર્યું નહિં થાય,
નિશ્ચે રંકનું નશીબ રંક તો ગણાયૈ છે.

## गोपीचंदनी स्त्रीओए करेलुं जालंदरनुं गुणकथन.

### ગીતિ.

પુર્ણ થઇ ગુરૂ તમથી, સકળ કલ્પના કલ્પી જે મનમાં;
હવે નથી લવ ઇચ્છા, કલ્પતરૂ સમ પ્રગટયાછો જનમાં.
સુખ પામ્યા, દુખ વામ્યા, જામ્યા જશ જે વિશ્વ મહીં તમથી;
ગવાય નહીં ગુણ ગાતાં, દયાસિંધુ એ આપતણા અમથી.

## गोपीचंदे जालंदर पासे मागेलो वर.

### શિખરિણી.

પ્રજા પાળે સ્નેહે, નિત શમ દમાદી નિયમને;
વિસારી માયાને, પ્રભુ પ્રભુ રટે સૌ નિજ મને.
સરીતા સિંધુમાં, જ્યમ મલિ જવા આતુર બને;
દયા શાન્તિ ભક્તિ, ત્યમ ઝટ પ્રવેશો જન મને.

## खेलनी समाप्तिए.

છે જન પાલક ટાલક દુખનો—એ રાગ.

જન ભવ ભય ભંજનનાથ ભજો–(બેવાર.)
સંસારવિષે જે સાર છે.—

નિર્ભય થઈ નીતિમાં પ્રીત,
રાખો નિત્યે અરપી ચિત્ત,
મન માનો રંજનકર વિત્ત;
સદ્દગુણનો શણગારછે–જન.
સુખદાયક જ્ઞાનમણિ મળવા–(બેવાર.)
કરો સર્વ સદા સતસંગ.––
મૃગજળ સમ સમજી અભિલાષ,
સત્ય માનજો ધર્મ વિલાસ,
કારણકે યમનો શિર ત્રાસ;
અધર્મથી મળનારછે—જન.
આ નાટક અવલોકી કરજો–(બેવાર.)
સૌ સારાસાર વિચાર.—
જળ તજી હંસ કરે પયપાન,
ગુણ ગ્રાહક થઇ એજ સમાન,
નિશ્ચે મેળવજો સદ્દજ્ઞાન;
જેમાં જયજયકાર છે––જન.

समाप्त.

# અમારી દુકાને નીચે લખેલે ભાવે દરેક ચીજ ખાત્રી ભરેલી આપવામાં આવશે.

## ચીનાઈ ચાહ.

| | રતલ ૧ ના | રૂ૦ | આ૦ |
|---|---|---|---|
| ફ્લાવર પીકુ નં. ૧ | ... ... ... ... ... | ૨ | ૦ |
| ફ્લાવર પીકુ નં. ૨ | ... ... ... ... ... | ૧ | ૮ |
| સુંદરચીનાઇ રોઝ પૌચાંગ... | ... ... ... ... | ૧ | ૦ |
| સુ[illegible]ફાઇન પૌચાંગ. | ... ... ... ... ... | ૦ | ૧૪ |
| ફ્લાવ[illegible]ી ઓરંજ પીકુ. | ... ... ... ... ... | ૦ | ૧૪ |
| ફાઈને[illegible]ટ સેન્ટેડ આરંજ પીકુ. | ... ... ... ... | ૦ | ૧૨ |
| [illegible]પીરીયલ કેસૌકોંગૌ | ... ... ... ... ... | ૦ | ૧૨ |
| કેસો કોંગો ... | ... ... ... ... ... ... | ૦ | ૧૦ |
| કોંગૌ ... | ... ... ... ... ... ... ... | ૦ | ૯ |

## હીંદુસ્તાની ચાહ.

| | રતલ ૧ ના | રૂ૦ | આ૦ |
|---|---|---|---|
| કાંગ્રાવેલી ફ્લાવર પીકુ. ... | ... ... ... ... | ૧ | ૮ |
| કાંગ્રાવેલી એકસ્ટરા ફાઈન આરેંજ પીકુ | ... ... | ૧ | ૪ |
| કાંગ્રાવેલી એકસ્ટરા ફાઈન પીકુ... | ... ... ... | ૧ | ૨ |
| દામોદર મીક્ષચર ... | ... ... ... ... ... | ૧ | ૨ |
| રાયલ ફેમાલી મીક્ષચર | ... ... ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવેલી પીકુ સૌચાંગ. ... | ... ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવેલી સૌચાંગ ... | ... ... ... ... ... | ૦ | ૧૨ |
| ઇન્ડીયન કોંગૌ. ... | ... ... ... ... ... | ૦ | ૧૦ |
| બરોકન મીક્ષચર. ... | ... ... ... ... ... | ૦ | ૧૦ |

**મશીનમાં દરેલી મુખ્બાઈ કાફી રતલ ૧ ના આના ૧૦.**

**મુસાફરીમાં વાપરવા લાયક બતી ઉપર ચાહ કરવાનાં ફાનસો.**

તે સિવાય ચાહમાં વાપરવાની ખાંડ, કાશી, સાબુ ચોખા, તાપીઓકો, આરારૂટ, કોરન ફ્લાવર, કોકો, મુરબ્બો, મીણબતી, સાબુ, શીગાર, ચીરૂટ, અમેરીકન તંબાકુ, બરઝાઇ, ટરકીસ તંબાકુ, ઈત્યાદિ દરેક જાતનો માલ ખાતરી ભરેલો સસતે ભાવે મળશે, જે એકવાર લઇ જવાથી ખાતરી થશે. સિવાય અમારે ત્યાં તૈયાર થતી હવાર તરફી તંબાકુની શીગારેટ (કાગળની બીડીઓ) સો[illegible]ાં બાકસ નીચે લખેલા ભાવે મળશે.

| | રૂ૦ | આ૦ |
|---|---|---|
| ફીસમીફ્રીક શીગારેટસ. ... ... ... ... | ૩ | |
| હેલન શીગારેટસ... ... ... ... ... ... | ૨ | ૮ |
| પ્રીન્સ ઓફ વેલ્સ શીગારેટસ... ... ... ... | ૨ | ૦ |
| વિક્ટોરીઆ શીગારેટસ.... ... ... ... ... | ૧ | ૮ |
| સુલતાન શીગારેટસ. ... ... ... ... ... | ૧ | ૪ |
| લારોઝા શીગારેટસ... ... ... ... ... ... | ૧ | • |

ઉપર જણાવેલો માલ વેપાર માટે રકમબંધ ખરીદ કરનારને ઘણોજ કીફાયત ભાવે મળશે. બાહાર ગામના આરડર ઉપર તરત ધ્યાન આપવામાં આવશે. તેમજ વેપારને બરનો બીજો કંઈબી માલ અમારી મારફતે મંગાવનાર પાસેથી બે ટકા કમીશન લેવામાં આવશે, માટે કોઇબી માલને લગતો ભાવ મંગાવવો હોય તો પોસ્ટ-પેડ કાગળ નીચે લખેલે ઠેકાણે લખી વાલવો.

ઠા૦ દામોદર રતનસી,

કાલકાદેવીને રસ્તે મહાજનવાડી પાસે નં. ૨૭, મુંબઈ

---

